॥ ॐ श्री गणेशाय नमः ॥

# બાળ શિક્ષાબ્ધિ.




કર્તા અને પ્રકાશક

છબીલદાસ સોમજી ધોળકીઆ.

સબ—આસિસ્ટન્ટ—સર્જન.

ઈટાવા—કોટા સ્ટેટ.





પ્રત ૧૦૦૦. સન ૧૯૨૦.

ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં—

શાહ સોમાભાઈ મંગળદાસે છાપ્યું. પાંચકુવા

ચાર રસ્તા—અમદાવાદ.

કીંમત ૮—૯—૦

# અનુક્રમણિકા.

# ભૂમિકા.

હિંદુસ્તાનમાં એક સમય એવો હતો કે જેમાં ચોરી, કપટ અને અનીતિથી લોકો બિલકુલ અજ્ઞાન હતા અને સત્ય, નીતિ અને સદાચારનું સામ્રાજય વ્યાપ્યું હતું. તે સમયને હજી પણ લોકો 'રામરાજય' કહીને ઓળખે છે. તે સમય સ્વપ્નવત્ વ્યતિત થઇ ગયો. તે પછી પણ હજારો વર્ષ વહી ગયાં. આજ કલિયુગનું પ્રબળ પ્રવર્તે છે. અનીતિ, ચોરી, કપટ, વિશ્વાસઘાત એજ આ યુગની ખુબી અને માહાત્મ્ય છે.

આજકાલ સ્કુલને કોલેજોમાં અપાતી નીતિને ધર્મનાં તત્વહીન પાશ્ચાત્ય સંસ્કારમય શિક્ષા વિદ્યાર્થીઓને સુસંસ્કારી સદાચારી આર્ય બનાવવા અસમર્થ નીવડી છે. દેશના હિતેચ્છુઓ આવી હાલત ઉપરથી શિક્ષા સુધાર અર્થે નવો માર્ગ કાઢવા મથ્યા અને માન. પંડીત મદનમોહન માલવીયાજીના મહાભારત પ્રયાસથી બનારસમાં હિંદુ વિશ્વ વિદ્યાલય (Hin loo University) ની સ્થાપના થઇ. તે ઉપરાંત સ્કુલો અને કોલેજોમાં નૈતિક પુસ્તકો ચલાવવા ઘણાઓનું લક્ષ દોરાયું. સ્થિતી સુધારવા માટે ભગિરથ પ્રયત્નો કરવાની જરૂર છે અને તે સમયાનુકૂલ થતા રહે એવું ઈચ્છવા યોગ્ય છે. તદ્પરાંત નૈતિક સાહિત્યની ઉન્નતી કરવી આવશ્યક છે.

આ લઘુ પુસ્તક કંઇક એ આશયથી લખવામાં આવ્યું છે.

બાળકના સુધાર અર્થે સુજ્ઞ વાંચક વાંચી, વિચારીને વર્તે તો આ લેખકનો શ્રમ અને આશય કંઇક અંશે સફળ થાય એવી આશા રાખવામાં આવે છે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, ભૂલ સર્વથી થાય છે તો આ લઘુ પુસ્તકની ભાષામાં, શબ્દમાં કે લખાણમાં કયાંક ભૂલ હોય તો તે ભૂલ સુધારીને વાંચવાની વાંચકવૃંદને વિનંતી કરી ક્ષમા માગું છું. એજ.

" ત્યાગો વહેમ વાંધા, સાંધો સુસંપ સાંધા
બાંધો પહાડી બાંધા, વીરા સમા સુહાવો
સ્વધર્મ કર્મમાં રહી, કુળ નામને દીપાવો
યાહોમ હોમ સાધી બંસી ફતેહ બજાવો."

— કર્તા. —

ઇટાવા–કોટા સ્ટેટ.
શ્રાવણ શુદ પૂર્ણિમા
તા. ૩૦ જુલાઇ ૧૯૨૦

લી.
છબીલદાસ સોમજી ધોળકીઆ.



# માબાપને બે બોલ.

વિદ્યા વિલાસી જનોને વિદ્યા વૃદ્ધિમાં આનંદ થાય છે; પતિ પરાયણ સ્ત્રીને પતિનાં દર્શનમાં, યોગીને યોગ્યા ભાસમાં, ઇશ્વર ભક્તને ઇશ્વર ભક્તિમાં, ધનિકોને ધન સંપાદન કરવામાં, બખીલોને પૈસો પેદા કરી સંચય કરવામાં, જળચર પ્રાણીઓને જળમાં, શિકારીઓને શિકાર મેળવવામાં તેમ દંપતિને સંતાન પ્રાપ્તીમાં આનંદ અને ખુશી ઉત્પન્ન થાય છે. પુત્ર પ્રાપ્તીમાં જેટલો આનંદ માનવામાં આવે છે તેટલો આનંદ પુત્રીની પ્રાપ્તીમાં માનવામાં આવતો નથી એ એક ઘણી અન્યાયની વાત છે. પુત્ર તથા પુત્રી બન્ને ઇશ્વરદત હોઈ સમાન આવકાર દાયક છે. જન્મથીજ પુત્રી તરફ ઘૃણા રાખવામાં આવે છે અને પાછળથી વ્યહવારૂ જ્ઞાન અને કેળવણીથી વિમુખ રાખે છે. માબાપોની ફરજ છે કે પુત્ર યા પુત્રીને સમાન વત્સલતાથી ઉછેરવાં જોઇએ. શૈશવ અવસ્થાથીજ તેમનામાં નવીન સુસંસ્કારી ભાવો ઉત્પન્ન થાય એવી કોશેશ કરવી જોઇએ, નહિ કે નવા ઉગતા જુસ્સાને દબાવી દેવા જોઇએ. નવી ઉગતી લતાઓ જેવી રીતે દોરીઓ બાંધવાથી ઉંચે ચડે છે અને ફાલી ફૂલી દિવલોપર કે મંડપ ઉપર તેની અનેક શાખાઓ વડે આચ્છા દિત થઇ મકાનને શુસોભિત કરે છે તેવી જ રીતે નવ જાત કુમળાં બાળકોને પુત્ર વત્સળતાની દોરી વડે ઉછેરી કેળવણી, ધાર્મિક જ્ઞાન, ઉદ્યોગ આદિ શાખાઓથી વિભુષિત કરી કુળ દીપક આ ભુષણો સમાન બનાવવાં જોઇએ. "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા" એ લોકોક્તિ પ્રમાણે વિદ્વાન અને સુશિક્ષિત પિતાએ પોતાનાં સંતાનને વિદ્યા અને સુ-

શિક્ષા પ્રદાન કરી કુળનું ઉજવળ દૃષ્ટાંત બનાવવું જોઇએ. ગૃહ કેળવણીએ બાળકોની ભવિષ્યની જીંદગીરૂપી ઇમારતનો પાયો છે. મજબૂત પાયા વિના ઇમારત મજબૂત બનતી નથી, તેવીજ રીતે ગૃહ કેળવણી સુસંસ્કારી, નીતિમય અને ધાર્મિક અંશોવાળી હોય તોજ ભાવિજીવન કીર્તિમય બને છે. માતાપિતા પ્રથમ ગુરૂ છે. તેમનાં શિક્ષણ ઉપર ભવિષ્યનો આધાર છે. બાળકોમાં નકલ કરવાની વૃતિ સબળ હોય છે. તે જેવું તેનાં માબાપ ભાઇ બહેનો કે ઘરનાં અન્ય મનુષ્યોને કરતાં દેખે છે તેવું કરવા તરફ તેની સ્વાભાવિક વૃતિ દોડે છે. આવે વખતે કે જ્યારે બાળકોનાં મગજ રૂપી ભૂમિકામાં સંસ્કાર અને શિક્ષાના બીજ વાવવાનો સમય હોય છે ત્યારે તેમને ઉછેરનારાઓ તરફથી છોકરીને રાંડ અને છોકરાને મૂઆના તિરસ્કાર યુક્ત શબ્દો કહી ભવિષ્યમાં તેવાંજ બનાવવાનાં બીજ વાવે છે, યાને બુરા સંસ્કારની છાપ પડે છે. સંતાન ઉછેરવાનું કામ આજકાલ જેમ સરળ માનવામાં આવે છે તેમ નથી. શાસ્ત્રીય રીતે સંતાન ઉછેરવાનું કામ ઘણું મુશ્કેલ છે. એ વિષયમાં ખાસ તાલીમ અને અનુભવ મેળવ્યા વિના અજ્ઞાનતાથી ફાયદા કરતાં નુકશાન વધારે થવા સંભવ છે. યુરોપીઅન લોકો જેઓ બાળકોને ઉછેરવાનું કામ બહુ મહત્વનું સમજે છે તેઓ પોતાના બાળકો માટે એ વિષયમાં ખાસ હુશીઆર, સ્વચ્છ, અને અનુભવિ સ્ત્રી રાખે છે જેને "આયા" અથવા "વેટનર્સ" કહે છે. તેને પોતાનું બાળક સોંપી દે છે. તે બાળકનાં ખાવા પીવા કે પહેરવા સંબંધી બહુ માહીતી ધરાવે છે. આઠ આઠ દિવસે કે મહિને મહિને બાળકનું વજન કરી જાણી

લે છે કે બાળકની તન્દુરસ્તી સુધરતી જાય છે કે બગડતી જાય છે, કયો ખોરાક માફક આવે છે અને કયો નથી આવતો. પહેરવાનાં કપડાં હમેશાં સાફ અને ૠતુ અનુકુળ રાખે છે, બાળકના રોવા ઉપરથી કે બુમો પાડવાથી સમજી જાય છે કે તેનું મૂળ કારણ શું છે? બાળક ભર ઉંઘમાંથી એકદમ ચોંકી જાગી ઉઠી જાય છે તો તેનું કારણ શોધી તત્કાળ તે તકલીફનું નિવારણ કરે છે અને જો તેમ કરવામાં તે અસમર્થ નીવડે તો તે વિષયના અનુભવી ડોકટરોની સલાહ લઇ ઉપાયો કરે છે. બાળકને સવારે અને સાંજે સ્વચ્છ હવામાં લઇ જાય છે. જેથી નાનપણથીજ તેનાં શરીરનો બાંધો શુદ્ધ લોહીથી બંધાય છે. આપણામાં જો બાળક રડે છે તો તેની મા બીજું કંઇ ન જાણતાં ધવરાવે છે. વારંવાર રડવાથી વારંવાર ધવરાવે છે. યા તો ચુપ રહેવા માટે મારે છે કે ભૂત, બાવા વિગેરે નામો લઇ ડરાવે છે. કેટલાંએક તો વળી ત્યાંથી ન અટકતાં બાળાગોળી અથવા તો બીજી કોઇ અફીણ મિશ્રિત માદક અને ઝેરી ચીજ ખવડાવે છે. જેના નિશાથી બાળકને ઉંઘ આવે છે. અને તેની મા આરામથી ઘર વેતરૂ કરવા માંડે છે. આની અસરને પરિણામે વખતે વખતે એવું બને છે કે ગફલતથી કે ભૂલથી કે અજ્ઞાનથી અફીણ વધારે કે બેવડા પ્રમાણમાં અપાઈ જાય છે. આથી તે બાળક મૃત્યુવશ થાય છે, કુમળાં પુષ્પની કળી ખીલતાં વેંતજ કરમાઇ જાય છે. આથી તેની માતા બાળકને રડતું અટકાવવાના ઉપાય કરતાં બાળ હત્યાનાં મહાપાપની અધિકારીણી બને છે!

ઈશ્વર માતાનાં આવાં અઘોર અજ્ઞાનથી બાળકને બચાવે!

ભારત માતાના ઉદ્ધાર માટે સુશિક્ષિત અને સમર્થ મનુષ્યોની આવશ્યકતા છે. અને તેવા મનુષ્યો પેદા કરવા માટે બાળકોને એવાંજ બનાવવાની જરૂરત છે.

"Child is the father of man" એ ઇંગ્રેજી કહેવત પ્રમાણે "બાળક મનુષ્યનો પિતા છે," મતલબકે બાળક વખત જતે મનુષ્ય બને છે. માટે પિતાની મહાન પવિત્ર ફરજ એ છે કે પોતાનાં બાળકોને પૈસાના ભોગે પણ ઉત્તમ કેળવણી ધાર્મિક, વ્યહવારિક, નૈતિક આદ્યોગિક પ્રદાન કરવી અને જેમ બને તેમ દેશોદયનાં કાર્યમાં પ્રવૃત બને એવા ઉદ્દેશથી તેની નૈસર્ગિક ભાવનાઓને સતેજ કરી તેના માર્ગમાંથી કંટક દૂર કરવા. પિતાની દેખરેખ અને કાળજીની ખામીને લીધે ઘણા વિદ્યાર્થીઓ સ્વછંદી બની દુષ્ટ રસ્તે વિચરે છે તેનું પરિણામ એ થાય છે કે તેઓ તેનાં વિપરીત કર્મોથી કુળનું નામ બોળે છે. ઘણી ખરી ઊંચી કોમોમાં એવો રીવાજ પડી ગયો છે કે બાપ તેના છોકરાં પ્રત્યે અબોલ રહે છે. આથી છોકરાંઓ પિતાનાં ખાસ લક્ષના અભાવે સ્વચ્છંદે ચડે છે.

માબાપનું લક્ષ આજકાલ તો બાળકની વહેલાંમાં વહેલી સગાઈ કરી દેવા તરફ ખેંચાય છે અને તેમાં પોતાની મોટી ફરજ અને કુળની આબરૂ સમજે છે. આબરૂને કીર્તિની પરિક્ષા આજકાલ તો સગાઇ કે લગ્ન વખતે અથવા શુભ અશુભ સમયે જ્ઞાતિ ભોજન ઇત્યાદિમાં અસહ્ય ખર્ચ કરવામાં સમાયેલી છે. ઘર વેચો, ઘરેણાં વેચો, સ્થાવર જંગમ મિલકત વેચો પરંતુ શુભ અશુભ સમયે તો નાત જાતમાં વાહ વાહ થાય એવું તો કરી બતાવવું જોઇએ?

વિદ્યાર્થીઓ ખરચની તંગીને લીધે વિદ્યાભ્યાસ છોડે, બે વખત ખાવાને બદલે એક વખત ખાય પરંતુ તેમનાં હિતચિંતક માવિત્રોથી સમયમાં વાહ વાહ કહેવડાવવા વિના તો ચાલેજ નહિ. ધન્ય છે આર્ય સંસાર! તને ધન્ય છે! રીવાજનાં પીંજરમાં પુરાયલા, રીવાજનાં બંધનમાં બંધાયલા, અને રીવાજ રૂપી લોઢાની હાથકડીમાં ગિરફતાર થયેલા હિંદવાસીઓમાં અનિષ્ટ રીવાજથી બચવા જેટલી શક્તિ રહી નથી. કેમ જાણે રીવાજ ચલાવવા માટે સાક્ષાત પરમેશ્વરેજ અવતાર ધારણ કર્યો ન હોય! રીવાજની કળા પણ અલૌકિક છે. છતે સૂર્ય નારાયણે દુષ્ટ રીવાજનાં અઘોર અંધકારની માઠી અસર ભોગવ્યા છતાં, શૂન્યવત્ બની જરા ઊંચી નજર કરી સૂર્યની રોશની જોવા જેટલી પણ શક્તિ ધરાવતા નથી તે ઘણી ખેદની વાત છે.

પુત્રને સ્વાશ્રયી બનાવવાના ઉદ્દેશથી જેમ બને તેમ તેની કુદરતી શક્તિઓ પૂર્ણ રીતે વિકાસ પામે, સતેજ થાય એવાં વાતાવરણમાં તેને હર વખ્ત ઉછેરવાં જોઇએ, એવી સોબત કરાવવી જોઇએ.

સમયનો પ્રવાહ અવિચ્છિન્ન વહેતો રહે છે. સમય પ્રવાહના વહેવાની સાથ મનુષ્ય સ્વભાવ પણ સમયાનુસાર પરિવર્તન પામે છે. આપણા આચાર વિચાર અને રીવાજો જે સો કે હજાર વર્ષ પૂર્વે હતા તે આજ નથી અને જે આજ છે તે ભવિષ્યમાં નહિ રહે. મતલબ કે આ સંસારનું ચક્ર છે તેમાં સ્વાભાવિક પરિવર્તનો થયાં કરે છે. કેટલા એક ખુશીથી સમયના પ્રવાહની સાથે

ચાલે છે જ્યારે બીજાઓને ખુશીયાના ખુશીથી જાણે અજાણે તે પ્રવાહની સાથે ચાલવુ પડે છે.

કન્યાઓની કેળવણી તરફ માબાપનું લક્ષ વધારે ઉલટથી આકર્ષાવું જોઇએ. સમાજોન્નતિ અને દેશોદયને માટે કન્યા કેળવણી બહુ આવશ્યક છે. જેટલી પુત્રને જ્ઞાન અને કેળવણીની જરૂર છે તેટલીજ પુત્રીને પણ છે. "પુત્રીને કમાવા જવું પડતું નથી." એ દુરાગ્રહી દલીલથી કન્યા કેળવણીની અનાવશ્યક્તા સિદ્ધ થતી નથી. રાજ્યતંત્ર ચલાવવુ જેટલું દુર્ઘટ છે તેટલુંજ કુશળતાથી ગૃહતંત્ર ચલાવવું મુશ્કેલ છે. એટલા માટે સ્ત્રીઓને કેળવણી આપવી આવશ્યક છે પરંતુ તેનો ઉદ્દેશ જુદો હોવો જોઇએ. સ્ત્રીઓને એ ઉદ્દેશથી કેળવણી આપવી જોઇએ કે તે પાકશાસ્ત્ર, કપડાંની સફાઇ, વ્યહવારિક કરકસરતા, બાળકોનું પોષણ કરવું, તેમના નાના રોગાદિકના ઉપચારો કરવા, નવરાશમાં ભરત, ગુંથણ, ધાર્મિક અને નૈતિક પુસ્તકોનું અધ્યયન કરવું ઇત્યાદિ વિષયોમાં નિપુણ બને. માતપિતા વિદ્યાવાન અને સંસ્કારી બનવાથી સંતાન પણ જરૂર તેવાં બને છે અને એવી રીતે ધીરેધીરે સામાજીક ઉન્નતિ અને દેશોદય થઇ શકે છે.

સ્ત્રી કેળવણી માટે આજકાલ હિન્દુસ્તાનમાં ભગીરથ પ્રયત્નો ચાલુ છે. પુનાના પ્રોફેસર કર્વેએ Femal University યાને સ્ત્રીઓનું વિશ્વવિદ્યાલય ખોલવાનું કામ આરંભ્યું છે. તેણે દેશ દેશ ફરી લોકમત કેળવી સ્ત્રીઓનું વિશ્વવિદ્યાલય ખોલી સ્ત્રી સમાજ પર અનહદ ઉપકાર કર્યો છે. માત્ર જોવાનું એ રહ્યું કે કેટલી સ્ત્રીઓ તેનો લાભ લે છે. સ્ત્રીઓને સંસાર કાર્યનો બોજો

હલકો અને પ્રિય થઈ પડે એટલા વાસ્તે સંગીન કેળવણીની જરૂર છે. પ્રાચીન સમયે ભારત વર્ષમાં સ્ત્રી શિક્ષા ઉપર પૂર્ણ લક્ષ અપાતું હતું એમ ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે. આર્ય સંસારની ખુબી સુસ્કારી નીતિમય અને ધાર્મિક કેળવણીમાં જ છે. છોકરીઓએ પણ નાનપણથી સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ પાડવો જોઇએ. જે માબાપ પોતાનાં સંતાન અશિક્ષિત અને નિરક્ષર રાખે છે, તેઓ પોતાની પવિત્ર ફરજ અદા કરવા ચુકે છે અને સંતાનનાં હિતનાં શત્રુ બને છે. છોકરાંઓને વિદ્યા આપવાનું એટલું આવશ્યક જણાયું છે કે કેટલે એક ઠેકાણે ફરજીયાત કેળવણી રાખવામાં આવી છે. માબાપે પોતાનાં સંતાનનાં ભવિષ્યનાં હિત માટે જેટલું બની શકે તેટલું કરી છૂટવું જોઇએ. કેળવણી પામેલા સ્વાશ્રયી બની પરણી શકે છે પણ શરૂઆતમાં માબાપો વહેલાં લગ્ન કરાવી પોતાને માથેથી ફરજનો બોજો ઉતર્યો ધારી કૃતકૃત્ય માને છે, જેનું પરિણામ એ આવે છે કે તેનો વિદ્યાભ્યાસ છૂટી જાય છે પરિવારથી ઘેરાઇ જાય છે અને ગુજરાનનાં સાધનની તંગીને લીધે બહુ મુશ્કેલી ઉઠાવવી પડે છે. તે પછી પોતાનાં માબાપને દોષ દેવા લાગે છે કે અમોને ભણાવ્યા નહિ. આ ઉપરથી સમજવું જોઇએ કે પિતાએ જયાં સુધી બની શકે ત્યાં સુધી પોતાના પુત્રને ભવિષ્યમાં સ્વાશ્રયી, નીતિવાન, ને સુખી બને એવી તાલીમ પ્રદાન કરવી ને મહાન ફરજનાં રૂણમાંથી મુક્ત થવું. આ પ્રમાણે દરેક દરેક મનુષ્યો સમજી વર્તન કરે તો આર્યાવર્તની અધોગતિ થતી અટકે અને આર્યસંસાર પૂર્વવત્ પવિત્ર બને ઘેર ઘેર દ્વેશ, સ્વાર્થ, અજ્ઞાનતા, અહંકાર

અને અનીતિ દૃષ્ટિ ગોચર થાય છે તેને ઠેકાણે સંપ, પ્રેમ, પરમાર્થ, જ્ઞાન અને નીતિનો પ્રચાર થઇ ભારત વર્ષની આબાદી અખંડ રહે.

હે પ્રભુ! મારી તારા પ્રત્યે એ અભ્યર્થના છે કે દંપતિ પોતાનો પવિત્ર ધર્મ પાલન કરે, સંતાન તરફ વત્સલતાની નજરથી જુએ, તેમને દેશ સેવક, સમાજ સેવક, ધર્મોપદેશક તરીકે તૈયાર કરે અને હિન્દની સ્ફુરતી જતી અભિલાષાઓને પરિપૂર્ણ કરે!

---

## શિક્ષકોને બે બોલ.

બાળક પાંચ સાત વર્ષની ઉમરનું થાય છે કે તેને નિશાળમાં પ્રાથમિક કેળવણી અર્થે મોકલવામાં આવે છે. ગૃહકેળવણીથી સારા સંસ્કાર પડયા હોય તો શિખવનારને ને શિક્ષકને શિખવામાં ને શિખવવામાં મુશ્કેલી પડતી નથી. ગૃહ કેળવણીમાં જેવી રીતે સઘળો બોજો માબાપને શિર હોય છે તેમ શાળાની શિક્ષાનો સઘળો બોજો શિક્ષકોની ચાલચલગત શીખવવાની પદ્ધતી અને જ્ઞાન ઉપર અવલંબિત છે. વિદ્યાધિકારીઓએ પ્રાથમિક શિક્ષણ માટે ઘણી બારીકીથી શિક્ષકોની પસંદગી કરવી જોઇએ. આજકાલ તો જરા લખતાં વાંચતાં થએલાઓ કે જેમને બીજી જગ્યાએ નોકરી મળવી મુશ્કેલ હોય છે તેઓ પણ પ્રાથમિક શાળામાં શિક્ષકની જગ્યા ઉપર ઘણી સહેલાઇથી આવી શકે છે. વિદ્યાધિકારીઓ પણ તેવાઓને વધારે પસંદ કરે છે. કારણ કે ઘણા

થોડા પગારમાં તેઓ મળી શકે છે. આથી નહિ તો તેવા શિક્ષકને શિક્ષા પદ્ધતીનું જ્ઞાન અને નહિ શિક્ષા દેવામાં ઉચ્ચ ઉદ્દેશ. તેઓ તો માસિક પગાર મેળવવા અર્થે નિયમસર નિશાળમાં આવવું ને જવું એ પર વધારે લક્ષ આપે છે. બારિકમાં બારિક અને મુશ્કેલમાં મુશ્કેલ શિક્ષા પદ્ધતિની કસોટી આ આરંભની કેળવણીમાં જ છે કે જયારે બાળકોનાં મન અસ્થિર હાલતમાં અને અપરિપકવ હોય છે. અમેરિકા ને જાપાન આદિ વિદ્યાની પરાકાષ્ટાએ પહોંચેલા દેશોમાં પ્રાથમિક શિક્ષા પદ્ધતિ પ્રત્યે ઘણું લક્ષ આપવામાં આવે છે. ત્યાં કેટલેક સ્થળે છોકરા ને છોકરીઓને અમુક વર્ષ સુધી સાથે શિક્ષણ આપવામાં આવે છે અને સ્ત્રી શિક્ષકથી કામ લેવામાં આવે છે. આથી છોકરા છોકરીઓ વચ્ચે ભાઇ બેનને પ્રેમ બંધાય છે અને સ્ત્રી શિક્ષક પ્રત્યે સ્વાભાવિક રીતે માતૃભાવથી તેઓનું આકર્ષણ થાય છે. આથી નિશાળ પણ તેમને ઘર સમાન લાગે છે, જેથી તેઓ શોખ, આનંદ અને પ્રસન્ન વદનથી ત્યાં જાય છે. આપણા દેશમાં નાનાં છોકરાંઓને શિક્ષકો દુશ્મન સમાન લાગે છે અને નિશાળ મોકલવા માટે માબાપ તરફથી કોઇ લાલચ કે માર આપવામાં આવે છે ત્યારે તો રોતે વદને બાળક નિશાળે જાય છે. ત્યાં હર વખત શિક્ષકના ડરમાં બેસી ત્યાંથી નાશી જવા પ્રયત્ન કરે છે, એવી હાલતમાં શીખવાવાળા શું શીખે ને શીખવવા વાળા શું શીખવે ! શીક્ષકોના નામથી જેઓ થરથરે, શાળાની દષ્ટિથી જેઓ કંપે તેઓ એવાં પ્રતિકુળ વાતાવરણમાં સુશિક્ષિત બને તે સર્વથા અસંભવિત જ છે. વિદ્યાધિકારીઓએ આ વિષયમાં ઘણું વિચારવું આવશ્યક છે અને આ ભાવિ શિક્ષણનો પાયો હોવાથી વધારે ખરચને ભોગે

પણ સંસ્કારી, સુશિક્ષિત અને શિક્ષા પદ્ધતિથી માહિતગાર શિક્ષકોને રોકવા જોઇએ. મુફત ને પ્રાથમિક કેળવણીને ફરજીયાત બનાવવામાં જેટલો લાભ સમાયલો નથી તેટલો લાભ કેળવણી ને શાસ્ત્રીય ને કુદરતી બનાવવામાં છે. જેવી ભૂમિકામાં જેવાં બીજ વવાય તેવાંજ ફળ પાકે છે. શિક્ષકોએ સમજવું જોઇએ કે તેમની આ મોટી ફરજ છે. જેમાં સ્વાર્થ અને પરમાર્થ સમાયલાં છે. ગુરૂથી વધારે શુભેચ્છક કોઇ થઇ શકતું નથી, માટે શિક્ષકોએ બાળકોને પોતાનાં બાળક સમાન સમજી શુદ્ધ વૃતિથી વિદ્યાભ્યાસ કરાવવો જોઇએ, વિદ્યાભ્યાસનો અર્થ પુસ્તકો વાચવાં કે શીખવાં એટલોજ થતો નથી, પરંતુ સામાજીક, નૈતિક, ધાર્મિક શારીરિક અને વ્યવહારીક ઉન્નતિ અર્થે પ્રયાસ કરવો એજ વિદ્યાનો વાસ્તવિક અભ્યાસ છે. શિક્ષકોએ સમજવુ જોઇએ કે માબાપોએ પોતાનાં બાળકોને તેમને ભરોંસે સોંપ્યાં છે, તો જેમ બને તેમ ઉપર લખેલ સર્વ વિષયોનો સંપૂર્ણ ખ્યાલ રાખી ખંતથી કામ કરવુ જોઇએ. બેગાર કે વેઠ નહિ સમજવી જોઇએ. તેમની શારીરિક સંપતિ તરફ પણ લક્ષ આપવાની જરૂર છે. બાળિકાઓની કેળવણી અર્થે પણ અધ્યાપિકા ( સ્ત્રી શિક્ષક ) સદ્‌ગુણી, નીતિવાન અને બાળિકાઓ પ્રત્યે માતૃભાવનું વર્તન રાખનારી જોઇએ. શિક્ષકોએ પોતાનાં શિક્ષણનો પ્રભાવ પાડવા માટે પ્રેમી લાગણીથી બાળકોનાં મન હરી લેવાં જોઇએ. જેમ બને તેમ વિદ્યાર્થીઓની માનસીક શક્તિઓ ખીલે, અભ્યાસ તરફ શોખને પ્રેમ વધે, સ્વતંત્ર વિચાર કરવાની ટેવ પડે એવા આશયોથી શિક્ષણ આપવું જોઇએ, શિક્ષકોએ આદર્શનીય શિક્ષક બનવા માટે

અનેક વિષયોની માહીતિ ધરાવવવી જોઇએ. શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં અરસપરસ પ્રસન્નતા રહેવી જોઇએ.

અરસપરસ પ્રેમ અને પ્રસન્નતાની લાગણીથી શિક્ષકો સારી રીતે અને સહેલાઇથી શિક્ષાપ્રદાન કરવા સફળ નીવડે છે.

---

## ઇશ્વર પ્રાર્થના.

સમસ્ત સૃષ્ટિને બનાવનાર પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, શની, ગુરૂ, શુક્ર આદિ ગૃહોને નિયમસર ગતિમાં રાખનાર, અનેક વૃક્ષો લતાઓને બહુરંગી પુષ્પોથી દિપાવનાર, અનેક રંગી વિહંગોના ખુશનુમાં સંગીતમય કલરવથી ભગ્ન સાયંકાળનાં શાન્ત વાતાવરણમાં મનોહર વાટિકા વિષે કુદરતી કળાનું દિગ્દર્શન કરાવનાર, કીડિને કણ અને હાથીને મણ આપી સૃષ્ટિનું પાલન કરનાર ખરેખર કોઇ અપાર અલૌકિક ગુપ્ત શક્તિ છે. તેજ અપાર શક્તિ પરમેશ્વર છે; જેને વેદ પ્રતિપાદન કરે છે, રૂષિ મુનીઓ વખાણે છે, અને જેનો શુદ્ધ પવિત્ર આત્મા સાક્ષાત્કાર કરે છે. હે મનુષ્ય! તારા જન્મથીજ તારાં પોષણ અર્થે દૂધ રૂપી અમૃત તને પીવડાવે છે; દિનભરનો શ્રમ ઉતારવા આરામ માટે રાત્રી બનાવી શ્રમ સંહારિણી નિદ્રા દેવીને આધીન કરાવી તારી રક્ષામાં નિરાકાર છતાં તૈયાર રહે છે; અનેક પ્રકારનાં પૌષ્ટિક ધાન્ય ને મિષ્ટ ફળો તારાં જીવનના નિર્વાહ અને શોખ માટે બનાવી તેની ઉત્પતિ અર્થે આકાશ માર્ગેથી મેઘ વરસાવે છે; તારી તૃષા શાન્તિ અર્થે મીઠાં જળ રૂપી અનન્ય અમૃત તૈયાર કર્યું છે. એમ તારાં સુખ અને આરામ

માટેજ આ સંસારી માયા જેણે પેદા કરી છે,તે પરમેશ્વરને તું એક પળ માત્ર વિસરે તો તું નાસ્તિક અને ભુમિ પર પથ્થર રૂપ છો. તે તારા ઉપર બહુ કૃપાળુ છે. તારાં અંતઃકરણમાં વાસ કરી રહે છે અને તને સુકૃત કરવા દોરે છે પણ તું તેની અવગણના કરે છે અને કુમાર્ગે ચડે છે.

તે ઇશ્વર વિના આંખે દેખે છે, ગુપ્તમાં ગુપ્ત જગ્યા જેવી કે પૃથ્વીનાં સાત પડ નીચે કે પર્વતોની ઊંડાંમાં ઊંડી ગુફાઓમાં હમેશાં અહર્નિશ વિદ્યમાન રહે છે. વિનાપગે જ્યાં પવનનો પણ સંચાર થતો નથી ત્યાં જઇ શકે છે, જ્યાં સૂર્યની પણ રોશની પહોંચતી નથી ત્યાં તેની દષ્ટિ પડે છે. વિના કાને ગુપ્તમાં ગુપ્ત વાતો સાંભળી શકે છે. પ્રત્યક્ષ કે પરોક્ષ, દષ્ય કે અદષ્ય, સૂક્ષ્મ કે સ્થુળ એવી એક પણ જગ્યા નથી, વસ્તુ નથી કે જ્યાં સર્વવ્યાપક ઇશ્વરનો વાસ ન હોય. તું જે કંઇ કરે છે તે ઇશ્વર દેખે છે, તું જે કંઇ બોલે છે તે ઇશ્વર સાંભળે છે, તેનાથી છાની રીતે તું કંઇ પણ કરી શકતો નથી માટે ઇશ્વરનો ડર રાખી દરેક સત્ કાર્યમાં પ્રવૃત થા.

માબાપે અને શિક્ષકોએ બાળકોને દિવસમાં બે વખત ઇશ્વર પ્રાર્થના કરાવવી જોઇએ આથી નાનપણથી તેમને ઇશ્વર ભક્તિની ટેવ પડે છે અને અંતઃકરણ શુદ્ધ બને છે.

---

## " ઇશ્વર પ્રાર્થના. "

હે ! સર્વ વ્યાપક, સર્વશક્તિમાન, સત્ ચિદાનંદ સ્વરૂપ !

આ મારી નમ્ર પ્રાર્થનાનો સ્વીકાર કર ! હું અજ્ઞાની, પાપી દીન પ્રાણી છું, તું કરૂણાનિધાન ભક્તવત્સળ અને પરમ કૃપાળુ છો. મારાં પાપો માફ કર, મારાપર દયા કરી, મારી બુદ્ધિ પવિત્ર અંતઃકરણ શુદ્ધ, વાણી સત્ય થાય એવી આશીશ દે ! હે ! જગ નિયંતા, જગદાધાર, ગર્વગંજન, પરદુઃખ ભંજન મને ક્રોધ, લોભ, મોહ, અભિમાન અને રોગાદિકથી મુક્ત કર. હે પવિત્ર પિતા ! હું સદ્ધર્મ, સદાચાર, સદ્વિચાર સુનિતીને રસ્તે વિચરૂં એવી પ્રેરણા કર, મને મારાં માતપિતાની, સમાજની અને દેશની તન, મન અને ધનથી સેવા કરવા સમર્થ બનાવ. હે ! દેવાધિદેવ ! મારાં પાપ, કષ્ટ, માનસિક અને શારીરિક રોગ દુર્બુદ્ધિને અજ્ઞાનતાનો નાશ કરી મને હમેશાં તારાં પવિત્ર ચરણ કમળનો સેવક બનાવ.

---

## માતૃપિતૃ ભક્તિ.

માબાપની સેવા કરવી એ બાળકોની પવિત્ર ફરજ છે. માતા જન્મથીજ બાળકની સેવા પાછળ પોતાનાં સુખને આરામનો ભોગ આપે છે. બાળક જરા રોતું હોય તો માતા પોતાનું જરૂરનું કામ કે ખાવાનું છોડીને પણ તેની આગળ આવી તેને શાન્ત કરવાના ઉપાયો કરે છે. બાળક પુષ્પની નાજુક કળી સમાન છે. જેમ કળી પવનથી ખરી જાય છે તેમ બાળકને પણ નાના રોગાદિકમાં સપડાઇ મૃત્યુ વશ થતાં વાર લાગતી નથી. બાળકો એવી નાજુક સ્થિતીમાંથી પસાર થઇ ઉમર લાયક થાય છે તેનું સઘળું માન તેમની દયાળુ માતાનેજ ઘટે છે. આખી

જીંદગી માતાની સેવા ચાકરી કર્યા છતાં પણ તેની મહેનતનો બદલો વાળી શકાય તેમ નથી, એટલા માટે માબાપની ખરાં અંતઃકરણથી સેવા કરવી, તેમની આજ્ઞા હમેશાં ઉઠાવવી અને તેઓ હમેશાં પ્રસન્ન રહે એવી રીતે વર્તવું. હિન્દુ ધર્મમાં માતૃ પિતૃ ભક્તિને સર્વોત્તમ સ્થાન આપવામાં આવ્યું છે.

મા બાપે બાળપણથીજ બાળકોને પોતાની આજ્ઞાને વશ થવાનું શિક્ષણ આપવું જોઇએ. તેમને પોતાની મરજી અનુસાર સ્વચ્છંદી બની જવાનું ઉત્તેજન આપવું નહિ. તેમને અનેક દષ્ટાંતોથી સમજાવવાં જોઇએ. બાળકો ઉપર દૃષ્ટાંતોની છાપ ઘણી સારી પડે છે. હિન્દુ શાસ્ત્રોમાં આજ્ઞા છે કે પ્રાતઃકાળમાં વહેલાં ઉઠી માબાપને પગે લાગવું. કહેવત છે કે "છોરૂ કછોરૂ થાય પણ માબાપ કમાબાપ થતાં નથી."

માતૃ પિતૃ ભક્તિપરાયણ પુત્રોનાં અનેક અનન્ય દૃષ્ટાંતો આપણા દેશના ઇતિહાસમાં મળી શકે છે.

અયોધ્યાના રાજા દશરથ જયારે ઉમરે પહોંચ્યા ત્યારે તેણે પોતાની રાજયગાદી પોતાના પાટવીકુંવર રામચંદ્રજીને આપવા વિચાર કર્યો અને વશિષ્ઠ રૂષિની સલાહ અનુસાર બીજે જ દીવસે પ્રાતઃકાલે રામચંદ્રજીને રાજયાભિષેક કરવાનું નક્કી કર્યું. દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી તેમાં કૌશલ્યા નામની રાણીથી રામચંદ્રજીનો જન્મ થયો હતો. બીજી રાણીનું નામ કૈકેયી હતું. તેને ભરત નામનો પુત્ર હતો. મંથરા નામની એક દાસીએ કૈકેયી રાણીને રામચંદ્રજીના રાજયાભિષેક થવાના ખબર સંભળાવ્યા અને તેમ ન થવા દેતાં તેના પુત્ર ભરતને રાજયગાદી

મળે એમ કરવા ભંભેરી; આથી કૈકેયી રાણીએ પોતાના પુત્ર ભરતને રાજ્યગાદી આપવા માટે દશરથ રાજા પાસે હઠ પકડી. રાજા દશરથે તેને ઘણી સમજાવી પણ તેણીએ બિલકુલ માન્યું નહિ. રાજા દશરથ કૈકેયીનાં બે વચન માન્ય કરવાને બંધાયા હતા જેથી તેની વાત માનવા વગર છૂટકો જ નહોતો. રાણી કૈકેયીએ બીજું વચન રામચંદ્રજીને વનવાસ આપવાનું કહ્યું. રાજા દશરથ આથી મુર્છાગત થઇ ગયા પણ આખરે તે પણ ન છૂટકે માનવું પડયું. બીજેજ દીવસે રામચંદ્રજીને રાજયગાદી આપવાને બદલે વનવાસ સિધાવવાનું કહેવામાં આવ્યું. રામચંદ્રજી પિતાની આવી આજ્ઞા સાંભળી મનમાં યત્કિંચિત્ ખિન્ન ન થતાં પ્રફુલ્લવદને પિતાની આજ્ઞાને માન આપી વનવાસ જવા તત્પર થયા. તે પ્રમાણે શ્રી રામચંદ્રજી, તેમના અનુજભાઇ લક્ષ્મણ અને સતી સીતાજી ત્રણે જણે વનવાસ પ્રતિ ગમન કર્યું.

ધન્ય છે એવા પિતૃભક્તિ પરાયણ પુત્રને ! શ્રી રામચંદ્રજીના ગયા પછી દશરથ રાજાએ પુત્ર વિરહથી દેહ તમામ કર્યો, ધન્ય છે એવા પુત્ર વત્સળ પિતાને !

શ્રવણે પોતાનાં અંધાં લૂલાં માતપિતાને કાવડમાં બેસાડી, પોતાને કાંધે ઉપાડી સઘળાં તીર્થ કરાવ્યાં અને માતપિતાની પ્રત્યે ફરજ અદા કરી.

જે માતાએ તારૂં ગર્ભાવસ્થામાં પોષણ કર્યું, તારી શૈશવાવસ્થામાં પયામૃત પાયું, તારી અસ્વસ્થતા સમયે રાત્રે ઉંઘ કરી નહિ [illegible] ર્યું નહિ, જે માતા હમેશાં ઇશ્વર

પ્રત્યે તારાં સુખ અને તન્દુરસ્તી અર્થે પ્રાર્થના કરતી આવી છે, જેણે તારા વાંક માટે આડોસી પાડોસીથી લડી વેર બાંધી તારો હમેશાં બચાવ કર્યો છે, જે તને ઉત્તમ પ્રકારનાં સ્વાદિષ્ટ પકવાન ખવડાવે છે એ દયાળુ દીન માતા માટે તેં શું કર્યું ? તું જયારથી પુખ્ત વયનો થયો ત્યારથી તારી સો વર્ષની વય સુધી માતાની સુશ્રુષામાં અહર્નિશ હાજર રહે તોપણ પરમ કૃપાળુ માતાનો બદલો ફૂલ નહિ ને ફૂલની પાંખડી સમાન પણ વાળવા સમર્થ નથી. માતપિતાનું ૠણ વાળવા કુબેરનો ભંડાર પણ સમર્થ નથી. એટલા માટે જેમ બને તેમ દરેકની ફરજ છે કે માતપિતાને હમેશાં પ્રસન્ન રાખવાં, તેમના આશિર્વાદ મેળવવા અને તન, મન અને ધનના ભોગે તેમની સેવામાં હાજર રહેવું.

---

## ૫ ગુરૂભક્તિ.

આપણો આર્યાવર્ત જેને માટે પ્રાચીનકાળમાં અતિ ગૌરવવાન હતો તે પ્રેમપૂર્વક ગુરૂભક્તિ છે. તે સમયમાં ૠષિ મહર્ષિઓ સેંકડો બ્રહ્મચારીઓને પોતાના આશ્રમમાં રાખી વિદ્યાભ્યાસ કરાવતા. તેમના પાસેથી હાલની માફક કંઇ ફી કે બદલો લેવામાં આવતો નહતો. બ્રહ્મચારીઓ નગરમાંથી ભિક્ષા માંગી લાવતા હતા અને તે ઉપર ૠષિકુળોનો નિર્વાહ ચાલતો હતો. ૠષિ લોકો પોતાનાં જ્ઞાનનો લાભ બ્રહ્મચારીઓને આપતા હતા. તેમને વેદો ધર્મશાસ્ત્રો, વ્યાકરણ, ન્યાય, કાવ્ય, જયોતિષ આદિનાં પુસ્તકોનું અને તે ઉપરાંત આયુર્વેદિય અને વૈજ્ઞાનિક શાસ્ત્રોનું પણ અધ્યયન કરાવતા હતા. ૠષિયો એ પોતાની મહાન ધાર્મિક ફરજ સમ-

જીને કરતા હતા. બ્રહ્મચારીઓ પ્રત્યે પુત્રપ્રેમ રાખતા હતા. વિદ્યાર્થીઓ ગુરૂને પોતાનો પિતા સમજી તેનું ગૃહકાર્ય પણ શુદ્ધ ભાવનાથી કરતા હતા. આવી રીતે ગુરૂ શિષ્યોમાં પિતાપુત્રથી પણ વધારે નિકટનો શુદ્ધ પ્રેમ સચવાતો. વાસ્તવિક રીતે જયાં સુધી શિક્ષા દેનાર અને શિક્ષા લેનારમાં અરસ્પરસ શુદ્ધ પ્રેમ અને સંતોષ નથી હોતાં ત્યાં સુધી બંન્નેનાં શ્રમ નિષ્ફળ જવા સંભવ છે. આવી રીતે સર્વોત્તમ શિક્ષા પદ્ધતિને પરિણામે આજ પણ ભારતવર્ષની અમેરિકા, યુરપ અને જાપાન આદિ અગ્ર ગણાતા પ્રદેશોમાં મુક્ત કંઠે પ્રશંસા થાય છે. પરંતુ આજ તેજ આપણા દેશમાં શું દૃષ્ટિગોચર થાય છે? વિદ્યાર્થીઓ તો શિક્ષકોનાં નામથીજ ડરે છે. શાળામાં જવાને બદલે કોઇ કોઈ વિદ્યાર્થીઓ ઘરથી નિશાળને બ્હાને નીકળી બીજી કોઇ જગ્યાએ ભરાઇ જાય છે અને માબાપને છેતરે છે. વખતે વખતે શિક્ષકો પણ અમુક વિદ્યાર્થી તરફ પક્ષપાતી થઇ બીજાને નુકશાન કરે છે. વિદ્યાર્થીઓ પણ શિક્ષકોની મહત્તા સમજતા નથી અને ચોખી રીતે શિક્ષકોનું અપમાન કરે છે.

શિક્ષા નિમિતે શિક્ષકો વિદ્યાર્થીઓ પ્રત્યે જરા સખ્તાઇથી વર્તે છે તો તેમનાં માબાપ કે અન્ય સગાં વહાલાંઓ શિક્ષકોની સાથ ઝગડામાં ઉતરે છે કે દુશ્મનાઇ રાખે છે. આ સર્વે આધુનિક ભારત કેળવણીની અવનતિનાં કારણો છે. વિદ્યાર્થીઓએ શિક્ષકને ગુરૂ સમજી તેને પિતા તુલ્ય માન આપવું જોઇએ, તેની આજ્ઞાનું સદા પાલન કરી તેનું ચિત્ત પ્રસન્ન રાખવું જોઇએ. કોઇ વખતે પોતાના કસુરને અંગે ગુરૂ કદાચ નારાજ થઇ શિક્ષા કરે

તો પણ શાંત ચિત્તે તે ખુશીથી સહન કરવી જોઈએ. ગુરૂની શિક્ષામાં વિદ્યાર્થીઓનું હિતજ સમાએલું છે.

---

## ૬ સંસ્કાર.

શારીરિક, માનસિક નૈતિક અને ધાર્મિક ઉન્નતિ અર્થે જે સત્સંગ, સદાચરણોં અને સદ્વિચારનાં શિક્ષણ અને છાપની આવશ્યક્તા છે તેને સુસંસ્કાર કહીએ તો ચાલે.

સંસ્કાર વિધિ બાળકના ગર્ભાશયમાં હોવા સમયેજ ચાલુ થાય છે. સગર્ભાસ્ત્રીઓએ હંમેશાં યાદ રાખવું જોઇએ કે તેઓનાં આહાર વિહાર, અને વર્તન ઉપર બાળકનાં ભવિષ્યનાં બંધારણનો આધાર છે. બાળકમાં સંસ્કારનાં બીજ આ વખતે રોપાય છે તેવી સ્ત્રીઓએ શુદ્ધ, સાત્વીક, પોષ્ટીક અને પચવામાં સુગમ એવો ખોરાક ખાવો જોઇએ, નિતિમય જીવન ગાળવું જોઇએ. ધાર્મિક નૈતિક કે વીર પુરૂષો અને ભક્તોનાં જીવન ચરિત્રનાં પુસ્તકો વાંચવા જોઇએ. ઇશ્વર પ્રત્યે દઢ વિશ્વાસ અને પ્રેમ રાખવો જોઇએ સંતાન જો પુત્રી થાય તો સતિ સીતા, દ્રૌપદી જેવી થાય અને પુત્ર થાય તો રામ અર્જુન જેવો થાય એવી પરમેશ્વર પ્રત્યે નિત્ય શુદ્ધ ભાવનાથી પ્રાર્થના કરવી જોઇએ. બાળ અવસ્થામાં માબાપ અને અન્ય સગાં વહાલાંઓના આચાર વિચાર અને વર્તનની ઉંડી છાપ પડે છે. આ વખતે પડેલા સંસ્કારોની અસર જીવન પર્યંત રહે છે. માટે જેમ બને તેમ સારાં આચરણોની છાપ પડે તે અવશ્ય લક્ષમાં રાખવું જોઇએ. કોઇ વખતે આગળ જતાં મોટી

ઉમ્મરે ખરાબ મિત્રોની સોબતથી કુકર્મમાં મન દોરાય છે, આ વખતે સદ્ભાગ્યે જેઓમાં સુસંસ્કારોની છાપ પડી હોય છે તેઓ કુકર્મ કરતાં અટકે છે. સંસ્કારનું બળ તેમ કરતાં અટકાવે છે. જેઓ નાનપણથીજ સારાં વાતાવરણમાં ઉછરેલા હોતા નથી તેઓ ખરાબ રસ્તે ચઢી જઇ જીંદગી ખરાબ કરે છે.

ખાણમાંથી સોનું કાચું માટી કોયલા અને અન્ય ધાતુઓ મિશ્રીત નીકળે છે. તે અનેક સંસ્કારોમાંથી પસાર થયા પછી પીતવર્ણી સુવર્ણ બને છે. તેના ઉપર પણ બહુ વિધિઓ કર્યા પછી ધારણ કરવા યોગ્ય સુંદર આભુષણો બને છે. પત્થરોનાં દૃષ્ટાંત લ્યો એક પત્થર જમીન ઉપર રહી માણસોનાં પગ નીચે આવે છે અને એક પત્થર ઉપર કામ અને કારીગીરી કર્યા પછી તે કોઇ વીર કે ભક્ત પુરૂષની મૂર્તિ બની પૂજાય છે. લોકો તેની આગળ નમે છે. માને છે અને ફુલો વિગેરે ચઢાવે છે. આ સર્વ સંસ્કારોનાજ પ્રતાપ છે. ધન દોલત તો વારસામાં ઘણાને મળે છે પણ સંસ્કાર બહુ થોડાને મળે છે. ધન દોલત નાશવંત છે, ચળ છે આજ છે અને કાલે નથી. પરંતુ સંસ્કારી મહાન નરો જયાં સુધી જીવન ગુજારે છે ત્યાં સુધી માન અને પ્રતિષ્ઠા પામે છે એટલુંજ નહિ પણ તેમનો દેહ પડયા પછી તેમની કીર્તિ જેવીને તેવીજ ઉજ્જવળ રહે છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં એટલે સુધી લખ્યું છે કે પૂર્વના સંસ્કારોની અસર આ જન્મ સુધી રહે છે. પાશ્ચાત્ય વિદ્વાનો પણ સંસ્કારની અસર બહુ પ્રબળ માને છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં સોળ સંસ્કારોનો ઉલ્લેખ છે. તે સંસ્કારો બાળક જયારે ગર્ભાશયમાં હોય છે ત્યારથીજ શરૂ થાય છે જેને

ગર્ભાધાન સંસ્કાર કહે છે. પરંતુ આજકાલના સમયમાં તેની અવગણના કરે છે. "સાપ ગયા અને લીસોટા રહ્યા." એ લોકોક્તિ અનુસાર જે કંઇ કરવામાં આવે છે તે રિવાજ રૂઢી કે જાહેર લોકમતમાં પ્રશંસા ખાતર કરવામાં આવે છે. તેનો મૂળ ઉદ્દેશ શું છે, પરિણામ શું છે એવો ઊંડો વિચાર કરી તેનો હેતુ લક્ષમાં રાખી કોઇપણ કર્મ કરવામાં આવતાં નથી. તેનું પરિણામ એ આવ્યું કે આર્ય જાતિની આર્યતા તો નષ્ટ ભ્રષ્ટ થઇ પરંતુ જાતિની અને સમસ્ત ભારત દેશની અધોગતિ થતી જાય છે.

---

## ૭ ધાર્મિક શિક્ષા.

કહેવામાં આવે છે કે પ્રાચીન આર્યાવર્ત ઉન્નતિને શિખરે પહોંચ્યો હતો. એ કથન સત્ય છે અને તેના ખાસ કારણ ધર્મ રક્ષા, ધર્મ શિક્ષા અને ધર્મ પાલન હતાં. ધર્મની ઉન્નતિ સાથેજ અમુક દેશની ઉન્નતિનો આધાર છે અને તેની અવનતિ સાથે તે દેશની પણ અધોગતિ સમજવી. પ્રાચીન કાળમાં હિન્દના મનુષ્યો માં ધર્મ એટલો પ્રવર્તતો હતો કે જેમ દૂધમાં માખણ. તે વખતમાં રચાયલાં નાટકો, કાવ્યો, ઇતિહાસો, નવલકથાઓ અને પુરાણો વિગેરેમાં કોઇ પણ એવાં નથી કે જે ધાર્મિક દૃષ્ટિએ રચાયાં ન હોય. મતલબ કે ધર્મ એ પ્રાચીન જીવનમાં આત્મા રૂપ હતો. એજ ઋષિ મુનીઓનાં સંતાનો હોવાનો દાવો આપણે પણ કરીએ છીએ, પરંતુ ધર્મની બાબતમાં એટલી શીથિલતા આવી ગઇ છે કે ધર્મને બિલકુલ તિલાંજલી આપી દીધી છે એમ કહીએ તો પણ ચાલે.

આજકાલ હિન્દુસ્તાનમાં કોઇ પણ શિક્ષાની વધારે ખામી હોય તો તે ધાર્મિક શિક્ષાની છે. સ્કુલો કોલેજોમાં પ્રાશ્ચાત્ય પદ્ધતિ ઉપર શિક્ષણ અપાય છે જેમાં ધાર્મિક વિષયનો તો બિલકુલ અભાવજ છે જેનું પરિણામ ઘણું અનિષ્ટ આવ્યું છે. પ્રાશ્ચાત્ય વિદ્યાને વિજ્ઞાનમાં ધુરંધર મનાતા પ્રોફેસરો સામાન્ય આર્ય ધર્મ તત્વોથી અજ્ઞાન રહી "સાપ ગયાં અને લીસોટા રહ્યા" એ લોકોક્તિ મુજબ પોતાના બાપદાદાથી ચાલતા આવ્યા રીવાજને પગલે ચાલ્યા જાય છે અને કેટલાએક લોકોએ તો તેમ કરવું પણ છોડી દીધું છે. આથી સત્ય ધર્મનો નાશ અને અધર્મની વૃદ્ધિ થવા માંડી છે. ધાર્મિક તત્વો રહિત શિક્ષણ નકામુ છે અને ધાર્મિક કર્મો રહિત જીવન નકામું છે કારણ કે ધર્મ એજ ઉન્નતિનો પાયો છે. પ્રાચીન સમયમાં આપણો દેશ ધર્મોન્નત્તિને શિખરે પહોંચ્યો હતો. રૂષિઓનાં જીવન, વાણી અને અભ્યાસ ધર્મમય હતાં જેને માટે આજ પણ ભારત વાસીઓ મુક્ત કંઠ પ્રશંસા કરે છે. ધાર્મિક ઉન્નતિ વિના ભારત વર્ષની ઉન્નતિ આકાશ કુસુમ જેવી સર્વદા અસંભવિત છે. પ્રાચીન કાળમાં બ્રહ્મચારીને ધાર્મિક શિક્ષા માટે રૂષિઓને આશ્રમે મોકલવામાં આવતા હતા જ્યાં તેઓને વેદો, વ્યાકરણ, કાવ્ય, જ્યોતિષ આદિ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરાવવામાં આવતું હતું. આજ તેમાંનું કંઇપણ રહ્યું નથી દરેક ભારત હિત ચિંતકની ફરજ છે કે ધાર્મિક ઉન્નતિ અર્થે દેશમાં તન, મન અને ધનથી યથાશક્તિ પ્રયાસ કરે.

ધાર્મિક શિક્ષણ આપવાના લક્ષ્યબિંદુથી પંડીત મદનમોહન માલવીયા અને દરભંગા નરેશ આદિ દેશભક્તોએ બનારસમાં હિન્દુ યુનિવર્સિટીની સ્થાપના કરી.

પોતાનાં સંતાનનાં જીવન નિર્મળ અને નીતિમય બને તેટલા માટે દરેક માબાપે નાનપણથીજ બાળકોની ધર્મ તરફ અભિરૂચી ઉત્પન કરાવવી જોઇએ. નાનપણથીજ તેમને ધર્મકાર્યમાં પ્રવૃત કરવાં જોઇએ અને વખતો વખત ધાર્મિક મહત્વતાનો ઉપદેશ આપ્યા કરવો જોઇએ. ધર્મ કોઇથી જુદો રહી શકતો નથી. એક યા બીજી રીતે તે સર્વમાં સામાન્ય છે. માત્ર બાહ્ય આડંબર રાખી ધર્મનિષ્ઠ કહેવાવું એ ધર્મને નામે અધર્મી બની લોકોને ઠગવા જેવું છે, માટે માબાપે બાળકોના જીવન શરૂઆતથીજ લેશ માત્ર આડંબર રહિત શુદ્ધ અને નીતિમય બને એ લક્ષમાં રાખવુ જોઇએ. આગળ કહેવાઇ ગયું કે બાળકો પોતાના માબાપનાં કૃત્યોનું અનુકરણ કરનારા છે તો આ ઉપરથી સમજવું જોઇએ કે બાળકોને ધાર્મિક બનાવવાં હોય તો પોતે પણ તેવાંજ વર્તન રાખી ચાલવુ જોઇએ જેથી શરૂઆતની ગૃહ કેળવણી પણ ધાર્મિક બને.

---

## ૮ જ્ઞાન સાથે ગમ્મત.

### Knowledge with amusement

નાનાં બાળકોને ગમ્મત બહુ સૂઝે છે તેમ ગમતમાં તેઓ લીન થઇ જાય છે. આવે વખતે તેમનાં મન એવી ગમત તરફ દોરવાં જોઇએ કે ગમતની સાથેજ તેમને શિક્ષણ પણ મળી શકે. કેવળ ગમત વિનાનું શિક્ષણ આપવાથી બાળકોનું મન તે શિક્ષણ પર ચોટતું નથી અને મહેનત વૃથા જાય છે. શિક્ષકોને બાળકોના

અપક્વ, કુમળાં મગજમાં ઠસાવવા માટે ઘણી મહેનત કરવી પડે છે. બાળકોનાં કુમળાં મગજ તે ગૃહણ કરી શકતાં નથી. કેરી કે આંબાનો પાઠ શીખવવા વખતે કેરીનો આકાર, લંબાઈ, પોળાઇ, વજન, રંગ અને સ્વાદની માહિતી આપતી વખતે જો બાળકોને બાગમાં લઇ જઈ આંબાનું વૃક્ષ અને કેરીઓ નજરે દેખાડવામાં આવે તો જરૂર શિક્ષકો થોડા પરિશ્રમમાં ઘણું શીખાવી શકે અને બાળકો પણ ઘણી જલદીથી શીખી શકે. કોઇ પણ પ્રાણીનો પાઠ શીખવતી વખતે બની શકે તો તે પ્રાણી હાજર રાખી શીખાવવું જોઇએ. નહિતર તેનું સર્વાંગ ચિત્ર તો જરૂર સામુ રાખવુ જોઇએ. મોરની શોભાનું કલાકો સુધી વર્ણન કર્યો છતાં પણ જેટલું સમજવામાં આવતું નથી તેટલું એકવાર મોરને જોવાથીજ સમજાઇ જાય છે.

બાળકોને ઉનાળાની મોસમમાં પ્રફુલ્લિત, નવપલ્લિવત વાટિકાઓમાં સાંજને વખતે લઇ જઇ તેમને અનેક પ્રકારનાં નવરંગી પુષ્પો, લતાઓ, વેલો, વૃક્ષો આદિનાં મૂળ, થડ, શાખાઓ, પલ્લવો, ફળો અને તેમની નૈસર્ગિક ખુબીઓ સંબંધી માહિતી આપવી જોઇએ. નિર્મળ પાણીનાં ઝરણો, સરિતાઓ, બાગ બગીચાઓ કે અન્ય સુંદર સ્થાનોનાં દશ્ય બતાવવાં જોઇએ. જુદે જુદે વખતે ખેતરોમાં જઇ બીજ રોપવાની, હળ ફેરવવાની, તૈયાર પાકની લાવણી કરવા વિગેરે કળાઓથી અને ખેતી સંબંધી અન્ય માહિતીઓથી વાકેફ બનાવવાં જોઇએ. રેલગાડીનો પાઠ નીશાળમાં શીખવવા કરતાં રેલ્વે સ્ટેશન ઉપર સારી રીતે શીખાવી શકાય છે. આવી રીતે આખું વિશ્વ નિશાળરૂપ બનાવવું જોઇએ. જેમ

બને તેમ નિર્જીવ વિષયોને ચેતન બનાવી બાળકોને તેમનો સાક્ષાત્કાર કરાવવો જોઇએ અને તેમની અભિરૂચી ઉત્પન્ન કરાવવી જોઇએ. આથી શીક્ષણ સંગીન અને સજીવ બને છે. શીખાવનારને અને શીખનારને જ્ઞાન, ગમત અને અપૂર્વ લાભની પ્રાપ્તી થાય છે. આવાજ પ્રકારની શિક્ષણ પદ્ધતિ અમેરિકા, જાપાન આદિ આગળ વધેલા દેશોમાં પ્રચલિત છે. ત્યાંના શિક્ષકો બાળકોને પાઠો ગોખાવી ઠસાવી મગજ ઉપર બોજો નાંખવાને બદલે બાળકોનેજ શોખ ઉત્પન્ન કરાવી કુમળાં મગજ ખીલવવાનો પ્રયત્ન કરે છે. નવા ઉગતા કુમળા રોપાને પગથી છુંદી નાંખવાને બદલે તેને અનુકુળ વાતાવરણમાં ઉત્પન્ન કરાવી, માફકસર જળસિંચન કરાવી, ખાતર પૂરી વિકાસ પામવાને વિશાળ ક્ષેત્ર તૈયાર કરે છે. આવી રીતે તે રોપાઓ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જાય તેમાં નવાઇ જેવું કંઇ નથી.

---

## ૯ સત્યતા.

સંસારમાં સત્ય એજ ધર્મ છે અને ધર્મ એજ સત્ય છે સત્યને અસત્ય કોઇ કહી શકતું નથી અને કહેવાથી સત્યનું અસત્ય બની જતું નથી. હજારો વર્ષ પૂર્વે જે સત્ય હતું તે આજ પણ સત્યજ છે અને ભવિષ્યમાં હજારો વર્ષ પછી પણ સત્યજ રહેવાનું. સત્યનો જ જય થાય છે **सत्यमेव जयतो नानृतम्** અસત્યનો જય સર્વદા અસંભવિત છે. યદિ અસત્યનો જય થાય છે તોપણ ટુંક સમયને જ માટે; હમેશને માટે જયની ધ્વજાઓ માત્ર સત્યતાની ફરકે છે.

આબાલ વૃદ્ધ સર્વને માટે સત્યતા એક અમૂલ્ય આભૂષણ છે, માટે બાલકોને બાળપણથીજ સત્યતાનો પાઠ પઢાવવો જોઇએ. માબાપો રમત ગમતમાં કે હાસ્ય ઉપહાસ્યમાં અસત્ય બોલી બાળકોને બીવડાવે છે. આ રિવાજ ઘણોજ દુષ્ટ છે. મા બાપનાં વર્તનની ઉંડી છાપ બાળકો ઉપર પડે છે એટલા માટે એ ઘણું આવશ્યક છે કે માબાપે પોતે સત્ય વર્તન રાખી આસપાસનાં બાળકના સંબંધમાં આવનારાં મનુષ્યોને પણ સૂચના આપવી જોઇએ કે બાળકને સત્ય પંથે ચડાવવા માટે સત્યતાની ઉંડી અસર પડે એવું સદ્વર્તન રાખે.

સત્યથી સૃષ્ટિનું ચક્ર ચાલે છે. સત્યથીજ મનુષ્યોની પ્રતિષ્ટા અને માન જળવાઇ રહે છે. યદી સત્યની ખાતર પ્રાણની આહુતિ દેવી પડે તો પણ અસત્યનો માર્ગ ગૃહણ કરવો નહિ. અસત્યતાથી સુખી જીંદગી વ્યતીત કર્યાં કરતાં સત્યની ખાતર જેલયાત્રા કરવાનો વખત ઉપસ્થિત થાય તોપણ તે સ્વીકાર્ય છે. સત્યની ખાતર કંઇ મહાપુરૂષોએ પોતાના વ્હાલાંમાં વ્હાલા દેહનો અગ્નિમાં ભોગ આપ્યો છે, કંઇઓએ નગ્ન તીક્ષ્ણ સમશેર પણ સુગંધિત સુમનમાળાની સમાન ગણી હર્ષાન્વિત વધાવી લીધી છે. જો સત્યનો દુનિયામાંથી સર્વદા અભાવ થાય તો દુનિયાની વ્યવસ્થામાં ગડબડ પડી જાય. વાણીની સત્યતાથી વેપારમાં કરોડો રૂપિયાના માલની લેવડદેવડ થાય છે. વસ્તુતઃ વેપાર તો સત્ય ઉપર અવલંબિત છે. દુનિયાના ધર્મોમાં સત્યની આજ્ઞા સામાન્ય છે. જગતના વ્યવહારમાં સત્ય પાલનથી સર્વના હક્કો સચવાય છે અને અસત્ય વર્તનથી બીજાના હકો ઉપર તરાપ મારવાથી ક્લેશ

ઉત્પન્ન થાય છે, અને શાન્તિમાં વિક્ષેપ પડે છે. હિન્દુસ્તાને પ્રાચીનકાળની સત્યતાની ખાતર સમસ્ત દુનિયામાં નામના મેળવી છે. તેવી નામના આજ સુધી બીજા કોઇપણ દેશે મેળવી નથી. સત્યનો વ્યહવાર આપણા પૂર્વજોએ વાણીમાં, મનમાં, કે કર્મમાં ઉતાર્યો હતો એટલુંજ નહિ પણ રોમેરોમમાં ઉતાર્યો હતો. એજ પ્રાચીન દૈવીભૂમીમાં આજ કલિયુગના પ્રતાપે ઘોર-હલાહલ અસત્ય પ્રવર્તે છે. એજ પૂજ્ય પૂર્વજોના વંશજ આપણે અસત્ય વ્યવહવારથી, અસત્ય વાણીથી અસત્ય વ્યાપારથી અને અસત્ય વર્તનથી જીવન ગાળી સુખી થવા બહુધા મથીએ છીએ-તરફડીએ છીએ. જેનું પરિણામ એ આવ્યું કે સંસારમાં ઠેર ઠેર અશાન્તિ વ્યાપી રહી છે, જીવનની શાન્તિમાં વિક્ષેપ પડયો છે અને અશાન્તિ ઘર ઘાલી બેઠી છે. શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવા માટે અનેક મહાપુરૂષો પ્રયત્ન કરે છે, ભાષણમાં આકાશ પાતાળ એક કરી નાંખે છે તોપણ સ્વપ્ને પણ શાન્તિનો અનુભવ થતો નથી. સત્યનું સામ્રાજ્ય અને શાન્તિ સ્થાપવા માટે તો સંસારમાં ભારત વર્ષના પ્રાચીન રૂષિ મુનીઓનું પુનરાગમન થવું અત્યંત આવશ્યક છે. યુરપ, ચીન, જાપાન આદિ દેશના મુસાફરો જેઓ હિન્દુસ્તાનની મુસાફરી કરી ગયા છે તેઓ આંખે દેખી હકીકતનો ઉલ્લેખ તવારીખમાં કરી ગયા છે. તેઓએ જણાવ્યું છે કે હિન્દુસ્તાનમાં અસત્ય ભાષણ કોઇ કરતું નથી. ચોરી, દગા, મારામારી માટે પોલીસના બન્દોબસ્તની જરૂર નથી. પ્રજા ધાર્મિક અને સત્ય જીવન ગુજારે છે, રાજા રૈયતને પોતાનાં સંતાન પ્રમાણે પાળે છે, ચોરીનો એટલે સુધી અભાવ છે કે ઘરને તાળાં દેવાની જરૂર રહેતી નથી ! એ

હકીકતોની સાથે વર્તમાન કાળની ઘટનાઓની સરખામણી કરતાં તમે નિરાશ થશો, દિલગીર થશો અને નિશાસા નાંખશો.

પરંતુ તેથી કંઇ લાભ થાય એમ નથી. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. વસ્તુસ્થિતિ સુધારવાને કંઈક અંશે તમે પણ જવાબદાર છો, સાધનભૂત છો. તમે તમારાં સંતાનો કે જેઓ ભવિષ્યમાં ભારતની પ્રજા થવાની છે તેઓને સુધારવા મથો. સત્યની શિક્ષા આપવા-અપાવવા મંડો. તેમનાં જીવન પ્રવાહને સત્યતાને રસ્તે વાળો. તોજ આપણી, આપણા દેશની હાલત સુધરશે.

---

## ૧૦ હિંમત અને ધિરજ.

જગતમાં મહાન કાર્યો સાધવાની કુંચી હિંમત છે. રણુસંગ્રામ કે લડાઇ ફિસાદમાંજ હિમતની જરૂરીઆત છે એટલુંજ નહી પણ દરેક નાનાં નાનાં કાર્યમાં ભાષણમાં અને જીવનના અનેક પ્રસંગમાં હિમતની આવશ્યકતા અત્યંત છે. કોઇનો હક મારેો જતો હોય કે કોઇ પર અન્યાય થતો હોય, કોઇ દુષ્ટ રિવાજ પ્રચલિત હોય, એવા એવા પ્રસંગમાં જનસમૂહના આક્ષેપ કે વિરૂદ્ધતાથી ડરી જઇ નહી ન્યાય, નીતિ અને સત્યને પંથે વીચરવું એ પણ આત્મિક યા નૈતિક હિમત (moral Courage) નું કામ છે. ભારતવર્ષનો, યુરપનો યા કોઇ અન્ય દેશનો ઇતિહાસ વાંચી જુઓ તો માલુમ પડશે કે જે જે વીર પુરૂષોએ ભીષણ રણસંગ્રામમાં વિજય મેળવ્યો છે કે અન્ય મહાન કાર્યો કર્યા છે તે સર્વ હિંમતનાં અનન્ય અનુકરણિય દ્દષ્ટાંત છે. જે

દેશનાં મનુષ્યો જાહેર કાર્યમાં હિંમતહીન છે તે દેશની ઉન્નતિ સર્વદા અશક્ય છે.

નિશાળમાં ભણુતા વિદ્યાર્થીઓ ઉપર દેશનાં ભાવિ ઉન્નતિનો આધાર છે. શિક્ષકોનું એવું લક્ષ બિન્દુ હોવું જોઇએ કે વિદ્યાર્થીઓની આત્મિક હિંમત દિનપ્રતિદિન વધતી રહે. અનુકરણિય જીવન ચરિત્રોમાંથી ઉત્તમ બોધ આપવો જોઇએ. ભારત વીર પુરૂષો, તેમજ ઇંગ્લાંડ–ફ્રાન્સ–અમેરિકા વિગેરેના શુરવીરોનાં જીવન ચરિત્રોનો ખાસ બારીકીથી અભ્યાસ કરાવવો જોઇએ. રામાયણ, મહાભારત આદિ ભારતનાં અનન્ય વીર રસમય કાવ્યોમાંથી ભિન્ન ભિન્ન પ્રસંગોનું વર્ણન વાર્તા કે કહાણીનાં રૂપમાં યથાર્થ કરવું જોઇએ. મહારાષ્ટ્રના કહો, હિન્દુઓના કહો કે સમસ્ત ભારત વર્ષના કહો, એવા નરવીર શિવાજી મહારાજ વિષે કહેવાય છે કે તેઓ શૈશવાવસ્થાથીજ રામાયણ મહાભારતનું પ્રેમથી પઠન કરતા હતા અને અનેક અદ્ભુત પરાક્રમના પ્રસંગો લક્ષમાં રાખી પોતે પણ તેવા થવા પ્રયાસ કરતા. ફ્રાન્સના સુપ્રસિદ્ધ યોધા નેપોલીયન બોનાપાર્ટ વિષે કહેવાય છે કે " દુનિયામાં કોઇ પણ કાર્ય અસાધ્ય નથી." એવો તેનો મહાન સિદ્ધાંત હતો. તેનાં લશ્કરના રસ્તામાં મોટા બરફના પહાડ કે બીજી મુશ્કેલી નડતી તો તેને પણ ભગીરથ પ્રયત્નો કરી તે મુશ્કેલી ઓળંગી જતો. તેજ દેશની જોન ઓફ આર્ક નામની ૧૬ વર્ષની વીર રમણી કન્યાએ દુશ્મનોની સાથ લડી, તેમને હરાવી પોતાના દેશને શત્રુના પંજામાંથી છોડાવ્યો સ્વતંત્રતા મેળવી અને ત્યાંના રાજાને ગાદીપર બેસાડયો. મતલબ એક સોળ વર્ષની કોમળાંગી કન્યાએ દુઃખમાં પડેલા સ્વદેશનો

ઉદ્ધાર કર્યો. જે કાર્ય બળથી થતું નથી તે હિંમત વડે પાર પડે છે. હિન્દુસ્તાનની પ્રાચીન આર્ય મહિલાઓ હિમતના અદ્ભુત નમુનાઓ હતી. સ્વામીના દેહાંતપછી શત્રુઓના હાથમાં ન જતાં અસંખ્ય વીરાંગનાઓએ પોતાના નશ્વર દેહને ઉગ્ર આગની બળતી ચિતાઓમાં ભસ્મીભૂત કર્યા છે. દુષ્ટ વાસનાને આધીન થઇ બાદશાહોનાં સ્વર્ગીય પ્રાસાદોનાં અકથનીય અરામ અને સુખને લાત મારી પતિવ્રતા ધર્મને માટે ભયંકર બળતી ચિતાઓમાં પ્રવેશ કરી પ્રાણ ત્યાગ કર્યા છે. આથી વિશેષ હિમતનાં દષ્ટાંત શું હોઇ શકે? આજકાલની ભીરૂતા અને કાયરતા માટે કોણ જવાબદાર હોઇ શકે? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. તમારો જન્મારો જવા ઉપર આવ્યો તો હવે તમારાં સંતાનનાં જીવન વીર પુરૂષને છાજે તેવાં બનાવવાં એ તમારાજ હાથમાં છે.

---

## ધીરજ.

લોકોમાં કહેવત છે કે "ધીરજનાં ફળ મીઠાં" હરકોઈ કાર્ય પોતાના સમય ઉપર પરીપૂર્ણ થાય છે. આજ કોઈ શખ્સ બગિચામાં આંબાનું વૃક્ષ વાવે છે અને આજજ તેની તૈયાર કેરી લેવા આતુર થાય તો ગમે તેટલી મહેનત અને કાળજી તે માણસ ઉઠાવે તો પણ કેરી તો તેના કુદરતી નિયમ પ્રમાણે જ્યારે આવવાની સર્જેલી હોય છે ત્યારેજ આવે છે. મનુષ્યની ઉતાવળ કામ આવે નહિ. "ઉતાવળે આંબા પાકે નહિ." એ કહેવત પ્રમાણે કોઇપણ કાર્ય સાધવા માટે અસાધારણ ઉતાવળ કે

ચિંતા કરવાથી તે કાર્ય બગડવા સંભવ છે અને સારી રીતે પાર પાડવા માટે મહેનત કર્યા ઉપરાંત ધીરજ ધરવી જોઇએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે "Patience and perseverance overcome mountains ધીરજને ખંતથી પહાડો પણ ઓળંગી જવાય છે, મતલબ કે મોટાં મોટાં મુશ્કેલ કાર્યો પણ પાર પડે છે. ધૈર્ય એ એક મહાન ગુણ છે. અને તેને શૈશવ અવસ્થાથીજ ખીલવવો જોઇએ. ધૈર્યવાન પુરૂષોને પસ્તાવાનો સમય જવલેજ આવે છે. કોઈપણ કાર્ય આરંભવામાં બહુ વિચાર કરવાની જરૂર છે અને આરંભ્યા પછી વિચાર કરીને દરેક પગલું ભરવું જોઇએ તેમ તેનાં પરિણામ માટે ધૈર્ય રાખવું જોઇએ. સ્વભાવમાં શાન્તિ અને ઠંડાઇ રાખવી. બાળકો મોટે ભાગે સાહસિક અને ઉતાવળાં હોય છે. અને દરેક બાબતમાં અધીરાં બને છે એ તેમનાંમા સ્વાભાવિક ગુણ હોય છે. આ અવસ્થામાં કાળજી રાખી બાળકોમાં ધૈર્યનો ગુણ ખીલવવો જોઇએ.

"ધીરજને ચતુરાઇથી કામ કઠણ જે હોય,
જલ્દી પાર મૂકાય છે ભલે કરી સૌ જોય."

---

## ૧૧ આચાર વિચાર.

આચાર અને વિચારને ઘણો નિકટનો સંબંધ છે. મનુષ્ય જેવા વિચાર કરે છે તેવાંજ તેનાં આચરણ થાય છે, અને જેવાં માણસનાં આચરણ થાય છે તેવાજ તેના વિચાર સમજવા. કોઇ પણ કાર્ય કર્યા પહેલાં તે કરવાના વિચાર મગજમાં ઉદ્ભવે છે.

ત્યાર બાદ તે વિચારોને અમલમાં લાવતાં આચરણ બંધાય છે, આચાર શુદ્ધ અને નિષ્કલંક રહેવા જોઇએ અને તેવા આચાર માટે વિચાર પણ તેવાજ જોઇએ. આચાર વિચારથી મનુષ્યની પરિક્ષા થાય છે અને તેના ઉપર કીર્તિ અવલંબિત છે. Simple living and high thinking એ સૂત્રાનુસાર સાદું જીવન અને ઉચ્ચ વિચાર એ સર્વનો ઉદેશ હોવો જોઇએ. આચાર ભ્રષ્ટ પુરૂષ જન સમાજની નજરે હલકો પડે છે અને તેની અપકીર્તિ ચારે તરફ ફેલાય છે. જીવનની સફળતા કે નિષ્ફળતાનો આધાર થોડે ઘણે અંશે આચાર વિચારપર રહેલો છે, એમ કહીએ તો હરકત જેવું નથી. પ્રાચીન હિન્દુસ્તાનના ઋષિ મુનીઓ ખાસ કરીને આચાર વિચાર શુદ્ધ અને સાત્વિક હોવાનો અમૂલ્ય ઉપદેશ આપી ગયા છે. તેઓ પોતાના આશ્રમો, પર્ણકૂટીઓ બહાર જંગલમાં રાખી ત્યાં અહરનિશ નિવાસ કરતા હતા. સમીપમાં કોઇ નદી કે ઝરણનાં મીષ્ટ નિર્મળ જળનું પાન કરતા હતા અને શુદ્ધ વાતાવરણમાં રહી તત્વજ્ઞાન તરંગમાં તલ્લીન રહેતા. આવાં શાન્ત અને વિકાર હીન વાતાવરણમાં જીવન ગુજારનારને આચાર ભ્રષ્ટ ને કલંકિત થવાનો પ્રસંગ પણ ઉપસ્થિત થઇ શકે નહિ. તેમજ એ યુગમાં ગૃહસ્થો અને નૃપતિઓનાં બાળકો પણ સેંકડો ને હજારોની સંખ્યામાં આવા મુનીઓની પર્ણકુટીમાં વિદ્યાધ્યયન માટે મોકલવામાં આવતા, જ્યાં તેઓ સંસારનાં દુષિત વાતાવરણથી અલગ રહેતા, નિર્જન અરણ્યનાં શાન્ત, શુદ્ધ અને નિષ્કલંક વાતાવરણમાં ઉછરતા; વેદજ્ઞાન [illegible] ઋષિઓના શિષ્ય અને સેવક બનતા; વ્યાયામ, બ્રહ્મચર્ય, વેદાધ્યયન, ગુરૂભક્તિ આદિ વ્ય-

વસાયમાં મસ્ત અને પ્રમત રહેતા. આવી અનુકૂળતાઓમાં આચાર વિચાર પવિત્ર અને ઉન્નત રહે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. મનુષ્યના વિચારોની તેના મન ઉપર દૃઢ છાપ પડે છે જેને અંગે મનુષ્ય તદનુસાર કાર્યમાં પ્રેરાય છે. કોઈપણ સ્વર ગાવાથી કે બોલવાથી જેવી રીતે ગ્રામોફોનની ચૂડીઓ ઉપર આબાદ અસર થાય છે અને તેજ સ્વરો ચુડીઓમાંથી નીકળે છે તેવીજ રીતે વિચારની અસર મન ઉપર સમજવી. સાંપ્રત કાળનાં મોજશોખનાં સાધનો વિષય ઉત્તેજક છે અને સ્કુલ કે કોલેજોની રેસીડેન્સી કે હોસ્ટેલો (નિવાસગૃહો) નાં જીવન મોજશોખને અનેક દુષિત વ્યવહારથી ભરપૂર થઇ પડેલાં છે. નીતિ અને ધર્મનો પંથ ભૂલાઇ ગયો છે. પરિણામ એ આવ્યું કે યુનિવરસીટી (વિશ્વ વિદ્યાલય) ની માનવંતી ઉપાધીઓ (ડીગ્રી) મેળવનારા સહુયો પણ આચાર વિચારથી ભ્રષ્ટ થઇ સંસારનાં સાત્વિક સુખથી વંચિત રહ્યા છે. એક ઠેકાણે કહ્યું છે કેઃ—

आचाराः प्रथमो धर्म राचारा द्विप्सिता प्रजाः ।
आचारात् धन मक्षयं माचारो हंति लक्षणम् ॥

આચાર પ્રથમ ધર્મ છે, આચાર વડે પ્રજા શોભાયમાન લાગે છે એટલે કે સદાચાર એ એક આભુષણ છે, આચાર વડે સદાય ધનની પ્રાપ્તી થાય છે અને આચાર ખરાબ લક્ષણોને હણે છે. આમાં આચાર એટલે સદાચાર સમજવો.

બાળકોને શુદ્ધ આચરણોમાં નાનપણથીજ દોરવાં જોઈએ અને તેમનાં આચરણો ઉપર માબાપનો કાબુ જોઇએ. આ વખતે જે આચારનો પાયો નંખાય છે તે બહુ દૃઢ હોય છે અને તેની

અસર આમરણાંત સતેજ રહે છે. માબાપ તેમજ નિકટનાં બીજાં સગાં વહાલાંના આચાર વિચાર ઉપર બાળકના આચાર વિચાર બંધાય છે. તે ઉપરથી "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા" એ લોકોક્તિ પ્રચલિત છે. સદાચાર એ સતવિચાર અને સદ્ધર્મનું લક્ષણ છે અને મનુષ્યની શારિરિક અને આત્મિક શક્તિનો વિકાસ કરવામાં સાધનભૂત છે. સ્ત્રી સદાચારી હોય તો ગૃહની શોભા બહુ વધે છે. તેનાં બાળબચ્ચાં પણ સદાચારી થાય છે અને જન સમાજમાં તે ઘરની આબરૂ વધે છે. સારાંશ કે સદાચારી ને સદ્‌વિચારી સ્ત્રી એ ગૃહસ્થનાં ઘરનું આભૂષણ છે, હિંદમાતાનાં અમૂલ્ય આભૂષણો સતી સીતા, દમયંતિ, દ્રૌપદી, સાવિત્રી આદિ સ્ત્રી રત્નોની સદ્ધર્મને સદાચાર વડે સમસ્ત હિંદમાં મુક્ત કંઠે પ્રશંસા થાય છે અને એ સન્નારીઓની જોડ આજ કાલના કહેવાતા ઉન્નતિના શિખરે પહોંચેલા અમેરિકા, જાપાન જર્મની અને ઈંગ્લાંડ આદિ દેશોમાં પણ મળવી અસંભવિત છે. સદાચારનો પ્રતાપજ બહુ ઉજળો છે. એવી પ્રાચીન સતિઓનાં જીવન ચરિત્રોનો મોટા પ્રમાણમાં દરેક શાળામાં તો શું પરંતુ દરેક ગૃહસ્થનાં ઘરમાં અભ્યાસ થવો જોઈએ. જયાં સુધી આવાં બોધદાયક નીતિમય ચરિત્રોનો પ્રચાર થયો નથી ત્યાં સુધી સ્ત્રી સંસારમાં બીજું કોઈપણ જાતનું શિક્ષણ નિરૂપયોગી અને વૃથા જવા સંભવ છે. એટલા માટે જયારે પ્રથમથી કન્યાઓને કેળવણી આપવામાં આવે છે ત્યારે આવાં નીતિ ને સદાચારનાં પુસ્તકો નિશાળમાં ચલાવવાં જોઇએ. ઇનામમાં પણ તેવાંજ પુસ્તકો આપવાં જોઇએ જેથી ખાનગી વાંચનમાં પણ નીતિમય પુસ્તકો ઉપયોગી થાય. આવી રીતે સુશિક્ષિત અને સુસંસ્કારી કન્યાઓને સદ્‌ભાગ્યે માતા

થવાનો સુપ્રસંગ પ્રાપ્ત થાય અને પોતાના સંતાનોને સદાચાર ને સુનીતિના સંસ્કાર બાળપણુમાં પ્રદાન કરે, તે સંસ્કારોને નીતિમય શિક્ષા અને પ્રસંગોપાત બોધવચનો વડે પોષી, ઉછેરી સતેજ કરી એક સદાચારી નાગરિક હિંદ સેવક બનાવે તો તેવી ધન્યભાગી માતાઓએ પોતાને કૃતકૃત્ય માની મનુષ્ય જીવનની ફરજ અદા કરી હિંદની યથાશક્તિ સેવા બજાવી તે માટે સંતોષી થવા જેવું છે.

---

## ૧૨ આરોગ્યતા અને સફાઈ.

એક લોકોક્તિ છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" તે પ્રમાણે દુનિયામાં સૌથી મોટામાં મોટું અને પ્રથમ સુખ તે શરીરની તન્દુરસ્તી છે. તે અક્ષરશઃ સત્ય છે. ધનાઢ્ય શેઠીઆ કે મહાન દેશના નૃપતિઓ કોઇ સાધારણ માંદગીથી પીડાય છે તો તેમને હીરામાણેકના પલંગો, રેશમના ગાલીચાઓ કરોડોનાં ઝવાહીરો, મૂલ્યવાન વસ્ત્રો આદિ સર્વ મૂલ્યવાન વસ્તુઓ નકામી, અરૂચિકર લાગે છે. તન્દુરસ્તીના વખતમાં જે વસ્તુઓ આરામ અને આનંદ આપતી હતી તેની તેજ વસ્તુઓ રોગને લીધે કડવી કષ્ટદાયી લાગે છે. તેના આત્માને અને શરીરને સુખશાંતિ મળતી નથી અને અસંખ્ય સુખનાં સાધનો છતાં એક ગરીબમાં ગરીબ પણ તન્દુરસ્ત આદમી કરતાં વધારે દુઃખી અને કમનસીબ છે. ગરીબ માણસ રોજની મજુરી કરી જે કાંઈ મળે તેનાથી સંતોષ વાળી રાત્રે ફાટીગી સાદડી ઉપર ઘસઘસાટ ઊંઘી જાય છે. તેના આત્માને મનને અને શરીરને તૂટી ખાટ અને ફાટેલ સાદડી

પર પણ સુખ શાંતિનો અનુભવ થાય છે. ફારસીમાં કહેવત છે કે "યક તન્દુદસ્તી હજાર નિયામત" એટલે કે એક તન્દુરસ્તી હજાર દોલતની બરાબર છે. આરોગ્યતા એ મોટામાં મોટી ઈશ્વર દત્ત બક્ષિસ સમજવી જોઇએ. તેની કદર, તેની કીંમત જે આરોગ્ય રહે છે તેનાં કરતાં જે હમેશાં રોગગ્રસ્ત રહે છે તેને વધારે છે.

આરોગ્યતા સંપાદન કરવાને માટે સફાઇની બહુ જરૂરત છે. ઇંગ્રેજી વૈદકના આધારે આજકાલ ચાલતી જીવલેણ બીમારીઓ ઝેરી સુક્ષ્મ જંતુઓથી ઉત્પન્ન થાય છે. તેઓ શરીરમાં પ્રવેશ કરી અનેક પ્રકારના વિકારો પેદા કરે છે. આવા ઝેરી જંતુઓ અનુકુળ ગંદકીથી ઉત્પન્ન થાય છે. ગંદકીને લીધે આસપાસનું વાતાવરણ દુષિત થાય છે. જેને લીધે અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. ઉપરથી સહજ સમજાશે કે મકાન અને તેની આસપાસની જગ્યાની સફાઇની કેટલી જરૂરત છે ઇંગ્રેજીમાં કહ્યુ છે કેઃ—"Cleanliess is next to Godliness" સફાઇ દેવતાઇપણાથી બીજે નંબરે આવે છે. શુદ્ધ મિતઆહાર અને સાફ હવા એ આરોગ્યનાં પ્રથમ સાધનો છે. ખોરાક બરાબર સાફ કરી, રૂચિ અનુસાર અને પચી શકે તેટલો અને તેવો ખાવો, પાણી નિર્મળ ને ગાળીને પીવું જોઇએ. "છાણી છાણી પાણી કરો પછી પાન." પહેરવાનાં, ઓઢવાનાં કે પાથરવાનાં કપડાં લતા બરાબર સાફ રાખવાં જોઇએ. નિયમિત શુદ્ધ હવામાં વ્યાયામ કરવો બહુ આવશ્યક છે, શુદ્ધ હવામાં ફરવા જવું વિગેરે બાબતોપર ધ્યાન દેવાથી આરોગ્યતા ટકી શકે છે. પ્રાચીન કાળમાં આપણા રૂષિમુનીઓ જંગલમાં પર્ણકુટીઓ બાંધી નિવાસ કરતા

હતા. તેઓ સ્વચ્છ શુદ્ધ હવામાં રહી ઝરણાંનું મીઠું સુધાસમું પાણી અને કુદરતી ફળાહાર ઉપર નિર્વાહ ચલાવતા. અને પરિણામે તેઓ દીર્ઘાયુષી બનતા, જીવન પર્યંત સ્વસ્થ અને નિરોગી રહેતા. આજકાલ મનુષ્યની રહેણી કરણીમાં બહુ પરિવર્તનો થઇ ગયાં છે. શુદ્ધ જળ હવા અને ખોરાક એ ત્રણ જે જીંદગીની ખાસ જરૂરીયાતો છે તે પણ જોઇએ તેવી સારી હાલતમાં મળવાં મુશ્કેલ થઇ ગયાં છે. આદર્શ આરોગ્યતા આજકાલ અલભ્ય થઇ પડી છે અને પૂર્ણ સ્વસ્થને નિરોગી માણસ જવલેજ નજરે પડે છે, કારણ કે માણસોની રહેણી કરણીમાં ફેરફાર થવા ઉપરાંત સાંસારિક રીવાજોનાં અનિષ્ટ પરિણામો અને તદનુસાર માનસિક ચિંતા ઘરેઘર ઘર ઘાલી બેઠી છે.

યુરોપના સુપ્રસિદ્ધ ડાકટરો હિંદુસ્તાનમાં થતા ઉડતા ચેપી રોગોનો ફેલાવો થતો બંધ કરવાને ઘણાં વરસોથી મથે છે છતાં પણ તેનું સંગીન પરિણામ આવ્યું નથી તેનું કારણ શું? સમાજ હજી કેળવાયો નથી.

આવાં લોકોપયોગી મહાન કાર્યોમાં દરેકે દરેક વ્યક્તિ અને સમાજની મદદની ઘણી જરૂર છે. દરેક વ્યક્તિએ આવું કાર્ય માથે ઉપાડી લેવું જોઇએ. પોતાનું ઘર આંગણું કે શરીરની સફાઈમાં ડાકટરની કે મ્યુનિસીપાલીટીની મદદની કંઇ જરૂર નથી. એ તો વ્યક્તિગત ફરજ છે. તે ઉપરાંત આરોગ્યતાની ન્યૂનતામાં હિંદની ગરીબાઇ પણ સાધનભૂત છે જેનો ઉપાય થવો ઘણો મુશ્કેલ છે. દરેક દશ વરસમાં ત્રણ ચાર દુકાળ આવે છે. અને જેને આપણે સુકાળ માની લઇએ છીએ તે વર્ષ પણ જેવું

જોઇએ તેવું સંતોષકારક નથી નીવડતું. તે ઉપરાંત મોટાં શહેરોમાં ઉભરાઇ જતી ઘીચ વસ્તી, ટુંકા નાનાં ભેજવાળાંને ખીચોખીચ આવેલાં ઘરો પણ હિંદુસ્તાનની આરોગ્યતાની અધોગતીનાં સબળ કારણો છે. શહેરવાસીઓ રહેણી કરણીમાં યુરોપવાસી પ્રજાની ફેશનની નકલ કરે છે. જેનું પરિણામ એ આવ્યું કે, આપણે આપણનો જુનો રિવાજ હતો તે પણ ગુમાવ્યો અને યુરપની નકલ કરવામાં ફતેહમંદ ઉતર્યો નહિ.

" સમય અતિ બળવાન છે, નહિ પુરૂષ બળવાન."

રોગોત્પાદક, જંતુ નાશક અને આરોગ્યતા વર્ધક ઉપાયોમાં સૌથી સરસને વધારે શક્તિવાન સૂર્યની રોશની છે. સૂર્યનાં કિરણો ઘરની અંદર આવવાં જોઇએ, શુદ્ધ હવાની આવ જા પણ ઘરના દરેક ઓરડામાં સારી રીતે જોઇએ. જયાં તડકો અને હવા બરાબર નથી ત્યાંના ઘરો અંધારાં, ભેજવાળાં ને ગલીચ હોવાથી રોગોત્પાદક જંતુઓ, પેદા થાય છે, હવા અશુદ્ધ અને વખતે ઝેરી થાય છે અને તેવાં ઘરમાં રહેનારાં માણસો હંમેશાં રોગગ્રસ્ત રહે છે. એટલા માટે દરેક માણસની ફરજ છે કે પોતપોતાનાં ઘરનું આંગણુંને આસપાસની જગ્યા બરાબર સાફ રાખવાં જોઇએ અને સૂર્યનાં કિરણો આવી શકે એવી ઢબમાં હોવાં જોઇએ.

માતાને ધાવતાં બાળકોથી બુઢા માણુસ સુધી સફાઇ સ્થાનિક કે શારીરિક બહુ ઉપયોગી અને આવશ્યક છે. માતાએ પોતાનાં બાળકોને બરાબર સાફ પાણીથી નવરાવીને સાફ કપડાં પહેરાવવાં જોઇએ. ઘણી માતાઓ આ બાબતમાં સુસ્ત અને બેપરવા રહે છે. જેથી છોકરાં નાનપણથીજ અનેક પ્રકારનાં ચામ-

ડીનાં દરદોથી પીડાય છે. જેમ બાળકની સમજણમાં વૃદ્ધિ થવા માંડે તેમ તેને વધારેને વધારે સાફ રાખીને તેમ રહેવાની શિક્ષા આપવી જોઇએ. પોતાને સાફ જોઇ તેને સફાઇ તરફ સ્નેહ અને શોખ વધશે. સફાઇનો શોખ કેટલાએકને નાંનપણથી બહુ વધેલો હોય છે તે સ્તુત્ય અને પ્રશંસનીય છે. જે કામ શોખ અને પ્રેમથી થાય છે તે જબર દસ્તીથી નથી થતું એટલા જ માટે પહેલાંથી તે બાબતનો શોંખ અને સ્નેહ વધે એવા પ્રયત્નો આદરવા જોઇએ. બાળકોમાં અને સમસ્ત મનુષ્યોમાં નકલ કરવાનો ગુણ વિશેષ રહેલો છે જેથી આપણે બરાબર સાફ રહીશું તો આપણાં સંતાનો અને જેઓ જેઓ આપણા પરિચયમાં આવશે તેઓ પણ સાફ રહેવો મથશે, જેને લીધે આપો આપ આરોગ્યતા વધશે.

---

## ૧૩ દયા અને સમાનતા.

" दया धर्मको मूल है पाप मूल अभिमान.
तुलशी दया न छांडीए जब लगघटमें प्राण।। "

સમર્થ હિંદી કવી મહાત્મા શ્રી તુલશીદાસનાં એ વાકય છે. સમસ્ત પ્રાણી માત્રમાં સમાન ભાવ અને દયાની નજરે જોવું એ દુનિયાના સર્વ ધર્મોનો અમૂલ્ય ઉપદેશ છે. જે પરમ કૃપાળુ પરમેશ્વરે આપણને બનાવ્યા છે. તેજ મહાન પિતાએ સમસ્ત સંસારનાં પ્રાણી માત્ર બનાવ્યાં છે. આ સંસાર ઉપર રહેવાનો જેટલો મનુષ્યનો અધિકાર છે તેટલોજ પ્રાણી માત્રનો છે. મનુષ્ય પોતાના સ્વાર્થને અંગે અન્ય નિરપરાધી જીવોનો નાશ કરી ઈશ્વરી

આદેશનો અનાદર કરે છે. કેટલાએક પોતાની રમત ગમતને અંગે જીવહિંસા કરે છે. કેટલાએક પોતાનું જોર અજમાવવા, અને કેટલાક માંસાહારી લોકો ભક્ષણ અર્થે અવાચક મુંગા પ્રાણીઓનો વિધ્વંસ કરે છે. અંગ્રેજીમાં કહેવત છે કે "Do unto others as you wish to be done by." બીજાઓ તમારી તરફ સારી રીતે વર્તે એવું જો તમે ઇચ્છતા હો તો તમે પણ બીજાઓ તરફ સારી રીતે વર્તો. જરા દયા ભાવ રાખવાથી બીજાનું કેટલું ભલું થાય છે તેની કદર જેનું ભલું થાય છે તેજ જાણી શકે છે. દાખલા તરીકે એક માણસ અમુક કસૂર કર્યાથી લાંબા વખતની કેદનો અધિકારી થતો હોય અને તેને કેદમાં નાંખ્યાથી તેનાં બાયડી છોકરાં ભૂખે મરી જતાં હોય તેવી હાલતમાં તે ગુન્હેગારને તેના ગુન્હાની માફી બક્ષવામાં આવે તો તેને તથા તેનાં આશ્રિતોને કેટલાં સુખનો અનુભવ થશે અને તેમની આત્માઓ માફી બક્ષનારને કેટલી આશીશ આપશે ? દરેક મનુષ્યને દયાનો ભિક્ષુક બનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. કેટલાએકને મનુષ્યની દયાનો ભિક્ષુક બનવો પડે છે જયારે ઇશ્વરની દયાનો ભિક્ષુક તોસર્વ મનુષ્ય માત્રને બનવાનો સમય આવે છે. એટલાજ માટે ઇશ્વર તમારા પ્રત્યે દયા રાખે એવું જો તમે ઇચ્છતા હો તો તમે પણ અન્ય જીવો પ્રત્યે દયા ભાવ રાખો. સ્વામી શ્રી વિવેકાનંદે અમેરિકામાં "Universal Brotherhood of man" "વિશ્વ વ્યાપી બંધુત્વ" નો મહાન ઉપદેશ આપ્યો. દયા અને પ્રાણી માત્રમાં સમાન ભાવ રાખવો એ આત્મોન્નતિનો ઉપાય છે. શ્રીમદ્ ભગવતગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ "आत्मवत् सर्व

મૂતેષુ ॥ નો મહાન મંત્ર જગતનાં ભલાં માટે અર્જુનને કહ્યો.

જ્યાં સ્વાર્થની વાત હોય છે ત્યાં તો દયા કે ક્ષમા આપો આપ દર્શાવાય છે. માબાપ પોતાનાં છોકરાં પ્રત્યે, એક કુંટુંબનાં માણસો અરસ્પરસ દયા ભાવથી વર્તે છે તે સ્વાર્થી સબાઈ અંગે; દયા તો ત્યાં પ્રશંસનીય છે કે જ્યાં નિસ્વાર્થ દૃષ્ટિથી બતાવવામાં આવી હોય. પ્રાણી માત્રમાં દયા ભાવ અને ક્ષમા એ પ્રાચીન રૂષિમુનીઓનો મહાન ઉપદેશ હતો અને તે પ્રમાણે તેમનાં વર્તન હતાં. કવિવર શેક્સ પીઅર કહે છે કે " It is twice blessed it blesseth him that gives and him that takes. દયા બંનેને સુખરૂપ નીવડે છે. કરનારને અને જેના પ્રત્યે દયા કરવામાં આવી હોય તે બંન્નેને દયા સુખ રૂપ નીવડે છે. એ વાસ્તવિક સત્ય અને વ્યહવારિક છે. દયાવાન મનુષ્યને પારકાંને સુખીને આબાદ દેખી શાન્તી અને તૃપ્તી થાય છે. અને શાન્તીને સંતોષ વિના આત્માનાં સુખનું અન્ય સાધન નથી. પારકાંનું સુખ તે પોતાનું સુખ અને પારકાંનું દુઃખ તે પોતાનું દુઃખ એવી સમાન વૃતિ રાખવાવાળા મનુષ્યને આ સંસાર એક ઘર રૂપ છે અને સર્વ પ્રાણીઓ તેનાં ભાઇ બેન સમાન છે એવી લાગણી ઉત્પન્ન થાય છે ત્યારે તેનામાં સ્વાર્થની વૃતિ યત્કિંચિત પણ રહેતી નથી. તેનું હૃદય પ્રેમી, ઉદાર અને પવિત્ર રહે છે. એવા સાધુ પુરૂષને આ સંસાર સ્વર્ગરૂપ છે અને સંસાર યાત્રાનો માર્ગ તેને માટે સરળ, નિષ્કંટક અનેસુખમય નીવડે છે. આવા મનુષ્ય વિરલાજ હોય છે. ઘરનાં નાનાં છોકરાંઓનું વલણ અન્ય પ્રાણી જેવાં કે ગાય, ભેંસ, કુતરાં, બિલાડાં, બકરી વિગેરે તરફ પથરા ફેંકવાનું

કે લાકડી વતી મારવાનું બહુ જોવામાં આવે છે. માતપિતાએ પોતાનાં છોકરાંઓને આમ કરતાં અટકાવવું જોઇએ અને ફરીથી તેમ ન કરવા શીખામણ આપવી જોઇએ અને વારંવાર આવી રીતે પ્રસંગોપાત શીખામણ આપવાથી બાળકોમાં દયાનું બીજ રોપાય છે. ખેલવા કુદવામાં કે રમતગમતમાં જેમ બને તેમ જીવહિંસા ન થાય તેવી સંભાળ રાખવાની ટેવ પડાવવી જોઇએ. નિશાળમાં ભણતા છોકરાઓ ઉપર આવી પ્રકારનો કાબુ રાખવો એ શિક્ષકોની ફરજ છે. નિર્દોષ રમત તરફ બાળકોની વૃતિ આકર્ષાય એવી શીખામણો વારંવાર માતપિતાદ્વારા અને નિશાળમાં શિક્ષકોદ્વારા મળતી રહેવી જોઇએ.

## ૧૪ પ્રમાણિકપણું.

પ્રમાણિકપણું એ વ્યહવારિક કાર્ય, ઉદ્યોગ અને વેપાર વિગેરેમાં ફળિભૂત થવાનું સર્વોત્તમ સાધન છે તેમજ તેમાં પ્રતિષ્ઠિત થવાને અવલંબન કરવા યોગ્ય નીતિ છે.

"Honesty is the best policy." એ ઇંગ્રેજી સૂત્રનો અર્થ પણ તેવોજ થાય છે. દુનિયાંમાં જોવામાં આવે છે કે વેપારીઓ અપ્રમાણિકપણે ધંધો કરી થોડા સમય સુધી આબાદ અને ધનાઢય થાય છે પરંતુ આખરે "પાપનો ઘડો ફૂટયા વગર રહેતોજ નથી" તે પ્રમાણે જયારે તેમનો દગો કે લુચાઈ ગ્રાહકોમાં જાહેર થાય છે ત્યારે તેમની આબાદી પડી ભાંગે છે અને હાથ ઘસવાનો વખત પ્રાપ્ત થાય છે, જયારે અનેક કંપનીઓ સત્ય અને પ્રમાણિક

પણાથી ચાલી ધંધામાં આબરૂ અને પ્રતિષ્ઠા જમાવી દિન પ્રતિ દિન વૃદ્ધિ કર્યા કરે છે. એક વખત અપ્રમાણિક વર્તન કર્યાથી ભવિષ્યમાં બધો વ્યવહાર અટકી જાય છે અને તેના ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જાય છે. આજકાલ ધંધારોજગારમાં દગો અને વિશ્વાસઘાત બહુ વધી પડયો છે એટલુંજ નહિ પણ વ્યહવારિક કાર્યમાં વિશ્વાસઘાતને ચાલાકીનો ઉપયોગ વિશેષ કરવામાં આવે છે. જેનું પરિણામ એ આવે છે કે અરસપરસ ટંટોફિસાદ અને અણબનાવ ઉત્પન્ન થાય છે. પ્રમાણિકપણું એ બહુ આવશ્યક ગુણ છે અને મનુષ્યનો શૃંગાર છે. નાનાં બાળકોને શરૂઆતમાંજ તેનું જ્ઞાન આપવું જોઇએ. બાળકોનાં વર્તનનું વલણ એજ રસ્તે થાય એ તેમનાં માબાપ કે શિક્ષકોએ બરાબર કાળજીપૂર્વક લક્ષમાં રાખવું જોઇએ. નાનાં છોકરાંઓ પોતાના નિર્દોષ અને અવિચારી સ્વભાવથી બીજાની ચીજ વસ્તુ લઇ લેવા લલચાય છે અને લીધા બાદ છુપાવવા પ્રયત્ન કરે છે. આવે સમયે તેમને શારીરિક શિક્ષા નહિ કરતાં વ્યહવારિક ઉપદેશ દેવો જોઇએ. બીજાની રજા વિના કે તેમને પૂછયા વગર તેમની વસ્તુ લેવાનો આપણને હક નથી એ તેનાં મગજમાં ઠસાવવા પ્રયત્ન કરવો જોઇએ. તદૃઉપરાંત પ્રસંગોપાત તેમનાં વર્તન ઉપર દાબ અને દૃષ્ટિ રાખવાં જોઇએ. આવી રીતે બાળકપણથી જો તેમનાં આચરણો પ્રમાણિક અને સત્ય થવા માંડશે તો ભવિષ્યમાં તે કોઇપણ પ્રવૃતિમાં પ્રમાણિકપણાં અને સત્યવર્તનથી કીર્તિ અને યશ મેળવશે.

## ૧૫ વ્યાયામ.

વ્યાયામ એટલે કસરત. શારીરિક સ્વાસ્થ્યનું યથાશક્તિ પાલન કરવું એ દરેક મનુષ્યની ફરજ છે. અને તે સારી સ્થીતિમાં નિભાવી રાખવાના અનેક ઉપાયો છે જેમાં વ્યાયામ એ મુખ્ય છે. તેને લીધે શરીર દૃઢ અને તન્દુરસ્ત રહે છે. આપણા હિન્દુસ્તાનમાં પ્રાચીન કાળમાં વ્યાયામ ઉપર બહુ લક્ષ અપાતું હતું. ૠષિમુનીઓના આશ્રમોમાં અપાતી શિક્ષાઓમાં વ્યાયામને પણ મહત્વનું સ્થાન હતું. બ્રહ્મચારીઓને સવારે અને સાંજે ખુલ્લી પવિત્ર હવામાં નિયમાનુસાર કસરત કરાવવામાં આવતી. તેનું પરિણામ તો સર્વને વિદિત છે કે તે સમયનાં મનુષ્યોની હાલના કરતાં શારીરિક સંપતિ વિશેષ સારી હતી. હાલનાં મનુષ્યો શરીરે દુર્બળ, ક્ષીણ, કાન્તીહીન અને અલ્પાયુષી નજરે પડે છે. તેનું કારણ શું? કારણ સ્પષ્ટ છે. લાખો માણસો એવા પણ હશે કે જેઓએ જીંદગી પર્યંત હાલવા ચાલવા સિવાય કોઇપણ નિયમિત કસરત કરી ન હોય. આજકાલના વિદ્યાર્થીઓને પૂછો, તો તેનો જવાબ પણ નકારમાંજ આવશે. ઉઠીને પથારી છોડયા પહેલાંજ અને દંતધાવણ, શૌચાદિ ક્રિયા કર્યાં પહેલાં જેમને ચા પીવાની ટેવ પડી ગઇ હોય તેઓને ને વ્યાયામને શું લાગે વળગે? પરંતુ તેમાં વિદ્યાર્થીઓનો વિશેષ દોષ નથી. તેમને વ્યાયામ તરફ સ્નેહ શોખ અને અભિરૂચી ઉત્પન્ન કરાવવી એ તેમના શુભેચ્છક શિક્ષકોની ફરજ છે. શિક્ષા પદ્ધતિ સંસ્થાપકોની ભૂલ જણાય છે કે તેઓએ શિક્ષાક્રમમાં વ્યાયામ એ અગત્યનું અંગ રાખ્યું નહિ. વ્યાયામની શિક્ષા સ્કુલો કે કોલેજોમાં ફરજીયાત અને અનિવાર્ય રાખવી જોઇએ.

કાલેજોમાં રહેનારા વિદ્યાર્થીઓ ઉપર તેમના પ્રોફેસરોના નૈતિક દબાવને અભાવે કેટલા એક વિદ્યાર્થીઓ વ્યાયામથી શરીર સુધારવાને બદલે દુર્વ્યસન કે અનીતિ વડે શરીર બગાડી નાખે છે જેનાં માઠાં પરિણામ તેમને ભોગવવાં પડે છે એટલુંજ નહિ પણ સમસ્ત હિન્દુસ્તાનને તેમને લીધે સહન કરવું પડે છે. કારણ કે જે યુવકો ઉપર હિન્દ ભૂમિનાં ભવિષ્યના ઉદ્ધારની ઉમેદ રખાય છે તેઓ આવી રીતે યુવાવસ્થામાંજ શારીરિક અને માનસિક વ્યાધીના ભોગ થઈ પડે છે. સ્કુલો કે કાલેજોમાં હોસ્ટેલ્સ, રેસીડેન્સી (નિવાસગૃહ) રાખવામાં આવે છે જેઓ વિદ્યાર્થીઓના આરામ ને સગવડ અર્થે ઉત્તમ સાધનોથી સજ્જિત હોય છે, ત્યાં તેમને અનેક પ્રકારનો આનંદ અને આરામ મળે છે; પરંતુ અફસોસની વાત એ છે કે ત્યાં વ્યાયામશાળાઓને સ્થાન આપવામાં આવતું નથી અને આપવામાં આવે છે તો વિદ્યાર્થીઓ તેનો લાભ લેતા નથી, પરિણામ એ કે તેઓ શરીરે કૃષ અને પ્રમાદી થઈ જાય છે. એક વ્યાયામ શિક્ષક રાખવાની અત્યંત આવશ્યક્તા છે. ઘણી સ્કુલો અને કાલેજોમાં વ્યાયામ શિક્ષકો રાખેલા હોય છે પરંતુ તે પરિક્ષાનો વિષય ન હોવાથી મુખ્યાધ્યાપક (હેડ માસ્તર) વ્યાયામ માસ્તર તેમજ વિદ્યાર્થીઓ સારી રીતે લક્ષ આપતા નથી. કાલેજોમાં ક્રીકેટ, ફુટ બોલ, ટેનીસ–હોકી આદી ઇંગ્રેજી રમતનાં સાધનો બેશક પૂરાં પાડવામાં આવે છે અને ઘણા ખરા વિદ્યાર્થીઓ ઉલટ ભર્યો તેનો લાભ પણ લે છે એ એક ખુશીની વાત છે. આધુનિક કાળમાં કહેવાતા કળિયુગના ભીમ વ્યાયામ વિદ્યા વિશારદ પ્રોફેસર રામમૂર્તિ વ્યાયામ

જડે વધતાં શારીરિક સામર્થ્યનો અનન્ય નમૂનો છે. તેણે ભારત વર્ષમાં ઠેર ઠેર ભ્રમણ કરી વ્યાયામનો અમૂલ્ય ઉપદેશ આપી દેશ હિત કર્યું છે.

બાળકોમાં અનિયમીત રીતે ખેલવા કુદવાની ટેવ બહુ હોય છે પરંતુ તે વ્યાયામ કહી શકાય નહિ. તેમને નિયમિત રીતે કસરત કરવાની ટેવ પડાવવી જોઇએ. શરૂઆતમાં સાધારણ અને સહેલી કસરત શીખાવવી જોઇએ, ત્યારબાદ શક્તિ જેમ જેમ વધવા માંડે તેમ તેમ તે પણ તદનુસાર વધારવી જોઇએ. હમેશાં નાકદ્વારા શ્વાચ્છોશ્વાસ લેવાની આદત પડાવવી. છોકરાંઓને પાણીમાં તરતાં શીખવવું જોઇએ. કસરત ખુલી હવામાં કરવી જોઇએ જેથી સ્વચ્છ હવા ફેફસાંની અંદર જાય છે અને લોહીનાં ઝેરી તત્વોને બાળી બહાર ઝેરી હવા રૂપે કાઢી લોહીને નિર્મળ બનાવે છે. આ શુદ્ધ લોહી અભિસરણ બહુ જલદીથી થવાથી શરીરના સઘળા ભાગોમાં બરાબર જાય છે અને દરેક સ્નાયુ, તંતુ, માંસ, વિગેરેને ઉત્તમ પોષણ પુરી પાડી શરીરને પુષ્ટ અને તંદુરસ્ત બનાવે છે. આ પ્રમાણે નિયમીત રીતે થવાથી શરીરમાં સ્ફુર્તી આવી જાય છે અને દઢ અને નિરોગી રહે છે. સવારે કે સાંજે ખુલી હવામાંદૂર સુધી ફરવા જવું એ પણ બહુ સારી કસરત મનાયલી છે. શરીર તન્દુરસ્ત અને નિરોગી રહેવાથી માનસિક શક્તિ પણ સારી રહે છે. આ પ્રમાણે તન અને મન નિરોગી રાખવાનું વ્યાયામ બહુ આવશ્યક સાધન છે. આપ નિરોગી હોવાથી નિરોગી પ્રજા ઉત્પન્ન થાય છે. અમેરિકા, જાપાન, આદિ દેશોમાં વિદ્યાર્થીઓની શારીરિક સંપતિ ઉપર ખાસ વિશેષ લક્ષ આપવામાં

આવે છે. દરેક વિદ્યાર્થીઓની બાહોશ સર્જનની પાસ અવારનવાર ચિકિત્સા કરાવવામાં આવે છે અને કોઇ રોગ ગ્રસ્ત માલમ પડયાથી તેની યથાયોગ્ય ઔષધિ કરવામાં આવે છે. હિન્દુસ્તાનમાં પણ ધીમે ધીમે એ પ્રથા દાખલ થતી જાય છે અને નવી નિકળતી સ્કુલોમાં ખાસ ડોકટર રાખી પ્રસંગોપાત વિદ્યાર્થીઓની શારીરિક ચિકિત્સા કરવામાં આવે છે તે સ્તુત્ય અને લાભપ્રદ છે.

## ૧૯ નવરાશ.

એક ઇંગ્રેજી કવિનું કથન છે કે–

"Absence of occupation is not rest, a quiet mind vacant is a mind distressed." ભાવાર્થ. 'બિલકુલ પ્રવૃતિહીન રહેવું એ આરામ કે નવરાશ નથી, નિવૃત અને ખાલી મન એ વ્યાધીગ્રસ્ત મન છે." મતલબ કે મનુષ્યને હર વખત પ્રવૃતિની જરૂર છે. સખ્ત મહેનત કે મજુરીનું નામ પ્રવૃતિ નથી. કોઇપણ ઉપયોગી કાર્ય કે જેમાં માનસિક કે શારીરિક શક્તીનો ઉપયોગ થતો હોય તેને પ્રવૃતિ કહી શકાય. જગતમાં જે મહાન નરોએ જુદા જુદા હુન્નર કે વિજ્ઞાનમાં પ્રતિષ્ઠા મેળવી છે તે માત્ર સ્કુલો કે શાળાઓમાંજ અભ્યાસ કરીને નહિ પરંતુ ફુરસદની વેળાએ પણ તેઓ પોતાના ખાસ હુન્નર કે વિજ્ઞાનમાં શોખથી મચ્યા રહેવાથી તેમાં ફળીભૂત થયા છે. બેન્જામિન ફ્રેન્કલીન, સર આઇઝેક ન્યુટન, વિશ્વવિખ્યાત વિદ્યુત્ વિશારદ એડીશન આદિ અનેક મહા પુરૂષો પોતાનાં કાર્યમાં એટલે સુધી

પ્રવૃત રહેતા કે તેમને ખાવાનું કે સૂવાનું પણ ભાન રહેતું નહિ. સ્કુલ કે શાળાનું શિક્ષણ તો એક માત્ર માર્ગદર્શક છે. તે માર્ગમાં ઉન્નત શૃંગે ચડવા માટે પોતપોતાનો સતત અભ્યાસ અને ખંત છે. એટલાજ માટે નવરાશની વેળાનો લાભ ઉઠાવવા માટે નાનપણથીજ ટેવ પાડવી જોઇએ. બાળકો તેમજ મોટીવયના વિદ્યાર્થીઓ પણ ફુરસદનો વખત વ્યર્થ ગાળે છે તેના કરતાં તે સમય સાહિત્ય હુન્નર વિજ્ઞાન ઉદ્યોગ આદિ પ્રવૃતિમાં ગુજારતા હોય તો અંતે ઘણો લાભ થાય. સ્કુલો અને કાલેજોમાં શીઆળા અને ઉનાળાની લાંબી રજા પડે છે ત્યારે પણ વિદ્યાર્થીઓનો મોટો ભાગ તો આરામ અને પ્રમાદમાં ગુજારે છે. તે સમય બેશક સખ્ત પ્રવૃતિમાંથી આરામ માટે છે પરંતુ બિલકુલ પ્રવૃતિહીન થવા માટે નથી. તે સમયનો થોડો ભાગ પોતાને જે વિષયનો શોખ હોય જેમકે, સાહિત્યનો, હુન્નરનો, કળાનો, વિજ્ઞાનનો, તે વિષયમાં ગાળવો જોઇએ. થોડો ભાગ હરવા ફરવામાં કે નિર્દોષ આનંદમાં મગ્ન થવામાં ગાળવો એ પણ ઇષ્ટ છે. તે ઉપરાંત પોતાનો જે સ્કુલનો વિષય કાચો હોય તે તૈયાર કરવામાં થોડા સમયનો વ્યય કરવો જોઇએ આ પ્રમાણે થાય તો લાંબી રજાઓનો ઉદ્દેશ સારી રીતે પાર પડે અને ઘણા વિદ્યાર્થીઓને અમુક વિષયમાં નાપાસ થવાનો પ્રસંગ ઉદ્ભવે નહિ.

---

## ૧૭ સત્યાગ્રહ.

સત્યાગ્રહ એટલે સત્ય વર્તનમાં આગ્રહ બતાવવો કે સત્ય વર્તનમાં મંડયા રહેવું. સત્યાગ્રહ એ વીર અને ધીર મનુષ્યને

કસોટીમાં ફૂળી ભૂત થવાનું સાધન છે. જડ વસ્તુની કસોટી જેમ અગ્નિ વડે થાય છે તેમ મનુષ્યની શુદ્ધતા તપાસવાને અનેક પ્રકારનાં દુઃખો શારીરિક અને માનસિક, વડે તેને તપાસવામાં આવે છે અને જે એ કસોટીમાંથી પાર ઉતરે છે તેને સત્ય શુદ્ધ માનવામાં આવે છે. દુનિયાના ઇતિહાસમાં જુદે જુદે પ્રસંગે મનુષ્યની કસોટી થએલી જોવામાં આવે છે. પિતા અને પુત્ર, પતિ અને પત્નિ, ભાઇ અને ભાઇ, ભાઇ અને બેન, રાજા અને પ્રજા ઇત્યાદિના અરસ્પરસ વ્યહવારિક સંબંધની સત્યતા અને શુદ્ધતાની કસોટીના અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે. જેઓ પોતાની સત્ય ભાવનાને સત્યવર્તનમાં ઉતારી સત્યપંથે વીચરે છે અને તે પ્રસંગે અનેક કષ્ટ મુશીબતો કે પ્રાણુના ભયથી પણ ડગી ન જઇ પોતાના સત્ય ઉદ્દેશમાં સતત્ પ્રવૃતિમય રહે છે તેઓ અંતે વિજયી બની વિજયની વરમાળ ધારણ કરે છે અને અંતે દુનિયામાં દૈવી પુરૂષ તરીકે પૂજાય છે. મનથી માંનેલાં સત્યને વાણીમાંને વર્તનમાં મુકવું જોઇએ. પ્રહ્લાદજી, મીરાંબાઇ, ધ્રુવ. વિગેરે સત્યાગૃહના અનન્ય ઉજ્જવળ દષ્ટાંત છે મીરાંબાઇને તેના પતિની અનેક પ્રકારની પજવણી છતાં તેણે માનેલા પ્રભુ ભક્તિના સત્ય માર્ગથી ચળિત ન થતાં તે માર્ગને પોતાના પતિના પ્રેમ કરતાં પણ વિશેષ માની ઈશ્વર ભકિતમાં અવિચળ રહી. નૃસિંહ ભકતને પણ તેના ગામ વાસીઓને તેમજ જ્ઞાતિ ભાઈએ બહુ કનડગત કરી તો પણ તે હરી ભકિતમાં દઢ રહ્યા. આવા સત્યાગૃહી વિરલા મનુષ્યોનાં જીવન ચરિત્રો વિદ્યાર્થીઓમાં પ્રેમથી અને શોખથી વંચાવાં જોઇએ. વાંચ્યા પછી તેમાંના પ્રસંગો ઉપર એક ચિત્તે મનન કરવું

જોઇએ. આવા વિષય તરફ વિદ્યાર્થીઓની અભિરૂચી વધારવાના પ્રયત્નો કરવાની શિક્ષકોની ફરજ છે. બાળકોને સત્યને માર્ગે વિચરવામાં પડતી મુશ્કેલીઓથી નડગવાની આદત બાળપણથી પડાવવી જોઇએ. શાળાઓમાં પુસ્તકો પણ એવાં ચલાવવાં જોઇએ કે જેમાં આવાં અનુકરણીય દ્દષ્ટાંતોનો ઉલ્લેખ હોય. સત્યાગ્રહ-એ પવિત્ર વૃત છે અને તેનું પાલન કરવાની શૈશવ અવસ્થામાં ટેવ પાડવી જોઇએ. કોઇના તરફથી કોઇ અયોગ્ય કે અસત્ય કાર્ય કરવા કહેવામાં આવે કે તેમ કરવાને દબાવવામાં આવે તો પણ તેવું અયોગ્ય કાર્ય ન કરતાં સત્યપંથે વિચરવું જોઇએ. તેમ કરતાં પડતી બધી મુશીબતો ખુશીથી સહન કરવી. કોઇના ભયથી ચળિત થઈ સત્યપંથ ન ભૂલતા શીખવું અને સત્ય વિચારો અને વર્તનથી આત્મિકબળ વધારવું.

---

## ૧૮ સમાજ સેવા.

Service to society.

સમાજની કોઈ પણ પ્રકારે સેવા કરવી એ દરેક વ્યકિતની પવિત્ર ફરજ છે. સમાજીક ઉન્નતિ ઉપર દેશની ઉન્નતિનો આધાર છે. હરેક દેશમાં આંધળાં, લૂલાં, અનાથ જીવો વસે છે પરંતુ આપણાં હિન્દુસ્તાનમાં બીજા કોઇ પણ દેશ કરતાં તેની સંખ્યા કરે છે. એક ચોપડીમાં આપણા દેશની આંધળાની સંખ્યા ૪૪૩૬૫૩ આપી છે. આ ઉપરથી આપણા દેશમાં સામાજીક સેવા કરવાની અત્યંત આવશ્યક્તા સિદ્ધ થાય છે. કોઈ કોઇ ઠેકાણે

આંધળાઓની શાળાઓ સ્થાપવામાં આવી છે પરંતુ આંધળાઓ-ની સંખ્યાના પ્રમાણમાં શાળાઓની સંખ્યા અતિઅલ્પ છે. અમેરિકા, જાપાન, આદિ દેશોમાં આંધળાં, બહેરાં મુંગા, લૂલાં લંગડાં અને અનાથોના ઉદ્ધાર માટે બહુ લક્ષ અપાય છે. ત્યાં તેમને સીવતાં, વણતાં, ગુંથતાં, હારમોનીઅમ અને અન્ય વાજાં વગાડતાં, ચિત્રકામ, રંગવાનું કામ આદિ ઘણા પ્રકારના ઉદ્યોગોની શિક્ષા આપવામાં આવે છે જેથી તેઓ ભવિષ્યમાં પોતાના બાહુ બળથી નિર્વાહ ચલાવી શકે છે. આપણા દેશમાં એવા પ્રયાસોની ઘણી ખામી છે. સમસ્ત દેશમાં કે દેશના કોઈ પણ ભાગમાં દુષ્કાળ પડયો હોય તે વખતે ભૂખથી રીબાતા લોકોની સહાયતા કરવી એ પણ અમૂલ્ય સમાજ સેવા છે. ધનાઢય લોકોએ એવું સમજવું જોઈએ કે જે ધન ઇશ્વર તેમને આપે છે તે સંગ્રહ કરવા માટે નહિ પરંતુ લોકોપયોગી કાર્યોમાં ખરચવા માટે આપે છે અને તેમની કમાણીમાં ગરીબ નિરાધારોનો હિસ્સો અને હક્ક છે. આ દુનિયામાં લાખો ગરીબો અને લાખો શ્રીમંતો વસે છે. ગરીબોને પેટ ભરવાના સાંસા હોય ત્યારે શ્રીમંતો પોતાના ધનના મદમાં અંજાઇ જઇ ઘોડાગાડી, મોટરો, આદિ શોખની સામગ્રીઓમાં અઢળક ધન ખરચે છે અને પોતાનો પાડોસમાં વસતા ગરીબોની દયા ધરાવતા નથી ત્યારે તેવા શ્રીમંતો માટે સમાજે શા માટે મગરૂબ થવું જોઇએ ? જે લોકોના શ્રીમંતાઇમાંથી ગરીબો પળતાં નથી એ લોકોનું શ્રીમંત હોવું ન હોવા બરાબર છે કારણ કે એથી અન્ય કોઈને ફાયદો થતો નથી. જે લોકો નિર્ધન હોઇ પૈસાની મદદ આપી ન શકે તેનાએ શારીરિક સહાયતા કરવી

જોઇએ. પૈસા એકઠા કરવા માટે મથવું, ગરીબોની હાલત જોવી અનાજ કપડાં આદિ જરૂરીઆતો અપાવવી તેમને બની શકે તો કોઇ ઉદ્યમમાં લગાડવાં અને તેઓ તન્દુરસ્ત રહે તે લક્ષમાં રાખવું. હિન્દુસ્તાનમાં ઘણે ઠેકાણે આવા ખરાબ સમયમાં દુષ્કાળ નિવારણ કમીટીઓ સ્થપાય છે અને સ્તુત્ય પ્રયાસ કરે છે. હિન્દુસ્તાનમાં દુર્ભાગ્ય વશાત દરેક દશ વર્ષમાં બે ત્રણ દુકાળો પડે છે. અહીંના ઘણા ખરા લોકોનું ગુજરાનનું સાધન ખેતી છે અને અવાર નવાર આવતા દુકાળોથી ખેડુતોની સ્થિતી એવી નબળી થઇ ગઇ છે કે તેઓ પાંચ સુકાળનાં વર્ષમાં એટલું નથી બચાવી શકતા કે એક અનાવૃષ્ટિ દુકાળમાં ગુજરાન પુરતું થાય. આવી શોક દાયક સ્થિતીને પહોંચી વળવા માટે દેશી રાજ્યના નૃપતિઓએ અને અન્ય શ્રીમંતોએ મળી કાયમને માટે ગરીબોના ઉદ્ધારને માટે મથવું જોઇએ. પુનામાં સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેએ હિન્દ સેવક સમાજ ( Servant of India Society ) નામક સંસ્થા સ્થાપન કરી દેશ ઉપર મહદ ઉપકાર કર્યો છે.

આપણા દેશની વિધવાઓની સ્થિતી જુઓ ! જે દેશમાં એક વર્ષની અંદરની બાળ વિધવાઓની સંખ્યા એક હજાર કરતાં પણ વધારે છે, જે દેશમાં યમદૂતો લઈ જવાને ટાંપી રહ્યા હોય એવા ૭૫ થી ૮૦ વર્ષના કમાન જેવા વળી ગયેલા અને બે ચાર આદમીઓની મદદથી ઉઠનારા શ્વેત મસ્તકી યુવાનો ! ઘરનાં ખુણામાં એક ૧૭ વર્ષની દીકરી વૈધવ્ય સેવતી હોય અને પોતે ૧૭ વર્ષની નવ યૌવના સ્ત્રીની સાથે લક્ષ્મી દેવીના પરાક્રમે લગ્ન ગ્રંથીમાં જોડાય છે અને વાજતે ગાજતે શહેરના જાહેર

રસ્તામાંથી વરઘોડો કાઢી નાત જાતમાં વાહ વાહ કરાવે છે, જે દેશમાં નવ માસની ગર્ભવંતી સ્ત્રીઓ એકને છોકરી અને બીજીને છોકરો જન્મે તો લગ્ન કરી દેવાના વાયદામાં બંધાય છે, જે દેશમાં એક વર્ષની અંદરની છોકરીનાં લગ્નમાં તેની માતા ખોળામાં તેડીને ફેરા ફરાવે છે, જે દેશમાં અભણ બાળકોને ઘર ઘરેણાં માલ મિલ્કત વેંચી પરણાવવામાં માત પિતા પરમ કર્તવ્ય માને છે, જે દેશનું બાળ મરણનું પ્રમાણ બીજા કોઇ દેશ કરતાં વધારે છે તે દેશ, તે હતભાગ્ય ભારત વર્ષના ઉદ્ધાર માટે કોણ તનમન કે ધનથી યા હોમ કરીને પડવામાં પછાત રહેશે? અર્થાત્ તેના દરેકે દરેક સપૂતે હિંદ માતાની સેવા કરવા માટે કટિબધ થવું જોઇએ.

ઘણે ઠેકાણે સ્થાનિક સેવા સમિતિઓની સ્થાપના કરવામાં આવી છે જેમાં કાર્ય કરવા માટે સ્વયંસેવકો ( Volunteers ) તૈયાર રહે છે. આવી સેવા સમિતિઓની સ્થાપના આવકાર દાયક છે પણ તેમની કાર્ય સફળતા સંતોષ કારક જોવામાં આવતી નથી. શરૂઆતમાં જેવો ઉત્સાહ અને જુસ્સો બતાવવામાં આવે છે તેવોને તેવોજ તે નિભાવવા અને ફતેહમંદ કરવા માટે કાયમ રહેતો નથી અને આખરે આવી સંસ્થાઓ મૃતઃપ્રાય થઈ જાય છે. પ્લેગ, કોલેરા આદિ અનેક ભયંકર રોગો હિન્દુસ્તાનમાં દરેક વર્ષે લાખો જીવોનો નાશ કરે છે. ગયા વર્ષમાં ઇન્ફ્લુએન્ઝા નામના ઝેરી તાવે ૧ મહિનાની અંદર લગભગ ૬૦ લાખ મનુષ્યોનો એકલાં હિન્દુસ્તાનમાંજ સંહાર કર્યો. એ ૬૦ લાખ મુત્યુઓથી કેટલાં લાખ બાળબચ્ચાંઓ માબાપ વિનાના થઇ પડયાં હશે?

કેટલી વિધવાઓ વૈધવ્યમાં સડવા સરજાયલી હશે ? કેટલા લાખ નિરાધારો ભૂખ મરો વેઠતા હશે એનો ખ્યાલ આપણને કમકમાટી ઉપજાવે એવો છે. આ બધી આફતોને પહોંચી વળવા માટે જ્યારે ધનિક, નિર્ધન શેઠ શાહુકાર, રાજા રંક, બુઢ્ઢા જુવાન સર્વ સાથે મળી દુઃખમાં સડતી આર્ય જાતિના ઉદ્ધાર માટે પ્રયત્નશીલ થાય ત્યારે જ આપણી સ્થિતી સુધારવાની ઉમેદ રાખી શકાય

શિક્ષાની હિન્દુસ્તાનમાં એ હાલત છે કે દશ પુરૂષોમાં એક લખી વાંચી જાણે છે અને નવ બિલકુલ અભણ છે. એકસો સ્ત્રીમાંથી માત્ર એક લખી વાંચી જાણે છે નવાણું અજ્ઞાન છે ! આવી અઘોર અજ્ઞાનતામાં અંધ બની બેઠેલા આપણા બંધુઓ પ્રાચીન આર્યાવર્તની વિદ્યા વિપુલતા સંભારી તેને આજની વિદ્યાહીનતાની સાથે સરખાવી શોક સાગરમાં ડુબી ગયા છે. આવી રીતે શોક ગ્રસ્ત થવાથી કંઈ વળવાનું નથી. યોગ્યને અનુકુળ ઉપાયો કરવાથી જ રોગ નિર્મૂળ થાય છે. આપણી દરિદ્રતાના એ હાલ છે કે એક મનુષ્ય દીઠ માસિક સરેરાશ બે રૂપીઆની પણ આવક નથી. લગભગ ૫ કરોડ મનુષ્ય અસ્પર્શ્ય જાતીના છે જે સંખ્યા સમસ્ત જાપાન દેશની વસ્તીની બરાબર છે જેઓ દરેક વર્ષે લાખોની સંખ્યામાં ઈસાઇ ધર્મ અંગીકાર કરી લે છે. આર્ય જાતિના ઉધાર અર્થે સમાજ સુધારકોને આપણી અધમ દશાનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં વિચરવાની જરૂર છે. ક્ષેત્રો ઘણા વિશાળ છે અને અસંખ્ય સુધારકોની આવશ્યકતા છે. દીર્ધ દષ્ટિવાળાં માત પિતાએ પોતાના પુત્રોને લોકહિતનાં કાર્યો તરફ વળાવવા કોશેશ

કરવી જોઇએ. સ્કુલોને કોલેજોના અધ્યાપકોએ વિદ્યાર્થીઓને સમાજ સેવાનાં કાર્યોમાં પ્રેરવા જોઇએ અને પોતે તેવાં કાર્યોમાં ભાગ લઇ દૃષ્ટાંત રૂપ બનવું જોઇએ. આપણી દશાની અધોગતિનું ચિત્ર ઉછરતી વયના યુવકો સામે ખડું કરવું જોઇએ અને તેઓ-ને સમાજ સેવાની અત્યંત આવશ્યકતા જણાવવી જોઇએ. સેવા સમિતિઓ મોટા પાયાપર સ્થાપી યુવાન વિદ્યાર્થીઓને તેમાં દાખલ કરવા જોઇએ કે જેમના ઉપર ભવિષ્યનો આધાર છે. It is never too late to mend સુધારવાને માટે કદી મોડું ગણવું જોઇએ નહિ એ લોકોક્તિ અનુસાર કાર્ય આરંભવાથી અનેક અસાધ્ય કાર્યો પણ સહેલાઇથી સાધી શકાય છે.

